## નવકાર જેના હૈયે.......

## .......તેને સંસારનો શો ડર?

જગતના તમામ શાંતિપ્રદ અને શ્રેષ્ઠ મનાતા પણ સાધનો જે ઘડીએ બેવફા કે નાકામયાબ-નિષ્ફળ નિવડે એને આશાનો ઢીલો-પાતળો દોરો પણ ન પહોંચી શકે તેવી વિષમ પરિસ્થિતિએ પણ માનસિક નિયંત્રણાઓ-વિડંબાઓને માત્ર જાપ-ચિંતન કે સ્મરણબળે ચૂર-ચૂર કરી આંતરિક અપૂર્વ આનંદની લહેરો ઉડાડનાર **શ્રી નવકારમહામંત્ર** જેના માનસપટ પર અંકિત હોય તેને ખરેખર સાંસારિક ઉપાધિઓ-વિટંબનાઓ શું કરી શકે? કેમકે શ્રી નવકાર સકલ જિનશાસનનો સાર અને ચૌદપૂર્વનું રહસ્ય છે. માટે જ કહ્યું છે કે—

"जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो।
णवकारो जस्स मणे, संसारो तस्स किं कुणइ?॥"



॥ सकलद्वादशाङ्गोपनिषद्भूत–

श्रीनमस्कारमहामन्त्राय नमः ॥

॥ श्री वर्धमान स्वामिने नमः ॥



# આરાધના જ્યોત





(જેમાં શ્રીનમસ્કારમહામંત્ર લઘુતપની શાસ્ત્રીય વિધિ અને શ્રીનમસ્કારમહામંત્રના જાપ સંબંધી રહસ્યપૂર્ણ તાત્ત્વિક વિચારણા આદિનું સંકલન છે.)

卐


: પ્રકાશક :

શ્રી પ્રાચીન શ્રુતરક્ષા સમિતિ–કપડવંજ

વીર નિ. સં. ૨૦૫૩ વિક્રમ સં, ૨૦૩૩

પરિવર્ધિત સંસ્કરણ : ૧૦૦૦ મૂલ્ય ૩ રૂપિયા


卐 ॥ जिनाज्ञा परमो धर्मः ॥ 卐

-: પ્રાપ્તિસ્થાન :-

દિનેશચંદ્ર નગીનદાસ પરીખ

-: કાર્યવાહક :-

પ્રાચીન શ્રુત રક્ષા સમિતિ

કાપડ બજાર, કપડવંજ

( વાયા નડિયાદ જિ. ખેડા )

## શ્રી નવકાર સિવાય કાંઈ તત્ત્વ નથી.

इतो न किञ्चित ! परतो न किंञ्चित् !
यतो यतो यामि ततो न किंञ्चित् !
विचार्य पश्यामि जगन्न किंञ्चित् !
तत्त्वं नमस्कारमृते न किंञ्चित् !!।

**ભાવાર્થ** :—અહીં—આ તરફ કે તે તરફ કંઈ સાર નથી! જ્યાં જ્યાં જાઉં ત્યાં પણ કંઈ સાર નથી! વિચારીને જોઉં તો જગત્ પણ કંઈ નથી! ખરેખર! અસાર છે!

અહહહા! **શ્રીનવકારમહામંત્ર** સિવાય કંઈ સાર-તત્ત્વ નથી!!!

સૂચના : પરમ પૂજ્ય શ્રીનવકારમહામંત્રની આરાધનાને લગતા આ પુસ્તકની આશાતના ન થાય તેનું પૂરતું ધ્યાન રાખવું.

卐

મુદ્રક : શ્રી શક્તિ પ્રિન્ટરી

ઠક્કર પોપટલાલ ગોકળદાસ

૬, સુરેન્દ્ર હાઉસ, ઘીકાંટા રોડ, અમદાવાદ-૧

॥ શ્રી વર્ધમાનસ્વામિને નમઃ ॥



# પ્રકાશકીય નિવેદન

## ( પ્રથમાવૃત્તિનું )

*

સહર્ષ નિવેદન કરવાનું કે–દેવગુરુની અસીમ કૃપાબળે સકલ આરાધનામાં શિરોમણિ શ્રીનવકારમહામંત્રની આરાધનાનું રહસ્ય સમજાવનાર આ લઘુ પુસ્તક પ્રકાશિત કરવાનું અમને સૌભાગ્ય સાંપડયું છે.

આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વ. આ. **શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ૦** ના વિદ્વાન્ શિષ્યરત્ન શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક **પૂ. આ. શ્રી ચંદ્રસાગરસૂરિવરશ્રી**ના પરમવિનેય તપોમૂર્તિ **પૂ, મુનિશ્રી ધર્મસાગરજી મ. ગણિવર્ય** આદિ ઠા. ૫. વિ. સં. ૨૦૧૪માં **ચાણસ્મા** ( ઉ. ગુ. )માં શ્રી સંઘના આગ્રહથી ચોમાસું રહ્યા, તે દરમ્યાન શાસન–પ્રભાવનાનાં અનેક કાર્યો પૈકી શ્રાવણ મહિનામાં **શ્રીનવકારમહામંત્ર**ની આરાધના લઘુતપ–અખંડ જાપ અને શ્રીનવકારમહામંત્રની મહાપૂજા આદિ ભવ્ય નવ–નવીન આયોજનો દ્વારા સુંદર રીતે થઈ, જેમાં ચાર વર્ષના બાળકથી માંડી ૭૦ વર્ષના વૃદ્ધ ભાઈ–બહેનોએ ૩૫૦ની વિપુલ સંખ્યામાં બહુ ઉમંગથી ભાગ લીધેલો.

તે વખતે પૂ. મહારાજશ્રીએ શ્રીનવકારમહામંત્રના શાસ્ત્રીય રહસ્યો ખૂબ વિગતથી સમજાવેલ–અને સંઘના આગેવાનોએ એવા

એવા માર્મિક સ્વરૂપને સમજવા સાથે આરાધના પદ્ધતિપૂર્વક પ્રકારોને સમજાવનાર એકાદ લઘુ પુસ્તકની માંગણી કરેલ, તે મુજબ પૂ. મહારાજશ્રીએ આધુનિક મુદ્રણ યુગમાં રોજ–બ–રોજના નવા નવા ઢગલાબંધ પુસ્તકોના પ્રવાહમાં અર્થી જીવોને યોગ્ય લાભ પહોંચાડવાના ધ્યેયની સંપૂર્ણ સિદ્ધિ વ્યવસ્થિત ન દેખાવા છતાં પ્રેસ અને પ્લેટફોર્મના આધુનિક યુગમાં અનિચ્છાએ પણ આવા સાધનોનો મર્યાદિત ઉપયોગ કરવો જરૂરી સમજી વારંવાર ભાવિક-જનોની અભ્યર્થનાને આધીન થઈ આ લઘુ પુસ્તકની સંકલના કરી આપી છે.

પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનની પાછળ અમારો પણ પવિત્ર આશય એ જ છે કે–આરાધકો ક્ષેત્ર–સંયોગ આદિની વિષમતાએ અનુકૂળ વાતાવરણના અભાવમાં યોગ્ય રીતે ન થઈ શકતી આરાધનાની ત્રુટિ આ પુસ્તકના વાંચન–મનનથી દૂર કરી શકે.

આ પુસ્તકના પ્રકાશનમાં ચાણસ્મા જૈન સંઘે શ્રીનવકાર-મહામંત્રની આરાધના વખતે મહોત્સવ નિમિત્તે કરેલ ભંડોળમાંથી વધેલા ૧૮૦) રૂપિયા આપી શ્રીનવકારમહામંત્ર પ્રતિ પોતાની ભક્તિ દર્શાવી છે, તેની તેમજ ચીવટ–લાગણીથી કલાત્મક સુંદર મુદ્રણકાર્ય કરી આપનાર સાધના પ્રેસના માલિક ધર્મપ્રેમી શાહ ગીરધરભાઈ ફૂલચંદ, પ્રાથમિક શુદ્ધિ સંશોધન કરનાર પં. બાલુભાઈ રૂગનાથ શાહ આદિના ધર્મપ્રેમની અનુમોદના કરીએ છીએ.

વીર નિ. સં. ૨૪૮૫
વિ. સં. ૨૦૧૫
અષાડ શુદ ૨

લિ.
હીરાલાલ જીંદાણી
શ્રી જૈન શ્વે. સંઘની પેઢી
પિપલી બજાર,
ઇંદોર સીટી ( M. P. )

કૃતજ્ઞતાભર્યું

# સમર્પણ

જે

પતિતપાવન નિષ્કારણ – કરુણાભંડાર વિશ્વવત્સલ
**શાસ્ત્રકારભગવંતો, પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિ મ૦**
આદિ પૂર્વાચાર્યો અને મારા જીવન–બાગને ધર્મામૃત
રસના સિંચનથી વિકસિત કરનાર પુણ્યનામધેય
વર્તમાન **મહાપુરુષોના** આશીર્વાદબળે
સંસારવારિધિનિસ્તારક, અનંત ઉપકારી
શ્રી જિનશાસન અને તેની સુભગ
આરાધના, સમજૂતી અને સમર્પણ-
ભાવની કેળવણી સાથે યત્કિંચિત્
અંશે કરવા ઉજમાળ બન્યો છું.

**તે સર્વ મહાપુરુષોની**

**પુનિત સેવામાં**

સાદર–સવિનય

કૃતજ્ઞતાના અનુસ્મરણ સાથે

# પ્ર....કા....શ....કી....ય

## (બીજી આવૃત્તિ)

શાન્તમૂર્તિ પૂજ્યપાદ ગચ્છાધિપતિ શ્રી પૂજ્ય આચાર્ય **માણેકસાગરસૂરીશ્વરશ્રીના** વિ. સં. ૨૦૧૦ના ચાતુર્માસમાં બાલદીક્ષિત સાગરસમુદાયના અણમોલ રત્ન વિદ્વદ્વર્ય **પૂ. મુનિશ્રી સૂર્યોદયસાગરજી મહારાજની** પ્રેરણાથી વર્તમાનકાળે આગમોની જીવંતમૂર્તિસમા આગમરહસ્યવેત્તા આગમસમ્રાટ્ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત **પૂ. આ. શ્રી આનંદસાગરસૂરીશ્વર** ભગવંતના નામથી તેઓના સાહિત્યનું પ્રકાશન (મુખ્યત્વે) કરવાના ઉદ્દેશ્યથી અમારી આ સંસ્થાનો પ્રાદુર્ભાવ થયો. અત્યારસુધી ૩૧ ગ્રંથો પ્રસિદ્ધ થઈ ચુકયા.

પૂ. ગચ્છાધિપતિશ્રીની મંગલ કૃપાથી અમારી સંસ્થાનું ગૌરવ વધારે તેવા વિશિષ્ટ ગ્રંથરત્નો પ્રકાશિત કરવાનો અમને લાભ મળ્યો છે.

પ્રસંગે બીજા પણ પ્રકાશનોનો લાભ મળે છે, જેમ કે આ વર્ષે શ્રી નમસ્કારમહામંત્રના તાત્ત્વિક માર્મિક વિવેચનોથી ભરપૂર **"મહામંત્રનાં અજવાળાં"** પુસ્તક પ્રકાશનના લાભની સાથે **શ્રી નમ૦મહામંત્ર લઘુવિધિની** શાસ્ત્રીય વિધિની સ્પષ્ટ સમજણ આપતું **"મહામંત્રની આરાધના"** નામે આ મહામૂલ્યવંતું પુસ્તક પ્રકાશિત કરવાનો લાભ અમોને મળ્યો છે. ખરેખર અમારા પ્રકૃષ્ટ સૌભાગ્યનું આ ચિહ્ન છે.

વિ. સં ૨૦૨૧માં પૂ. ગચ્છાધિપતિશ્રી પૂ. ઉપાધ્યાયશ્રી **ધર્મસાગરજી મ. વ્યાખ્યાતા પૂ. મુનિશ્રી ચંદ્રોદયસાગરજી મ.** આદિ ૨૫ ઠાણા સાથે ચાતુર્માસ બિરાજ્યા, તેમાં શ્રા. સુ. ૩ થી ૧૧ શ્રી નવકારમહામંત્ર લઘુતપની આરાધના ખૂબ જ ઠાઠથી

શ્રી નવ. મહામંત્રના વિવિધ ચિત્રપટોથી ભાવોલ્લાસ વધે તેવું **આરાધના મંદિર** રચવા સાથે થઈ, છેલ્લે દિવસે **શ્રી નવ. મહામંત્રનું** લઘુપૂજન ૧૫×૧૧ નું ભવ્ય માંડલું રચવાપૂર્વક માંત્રિક વિધિથી થયું, આરાધકોને તે વખતે ખૂબ જ આરાધનામાં વીર્યોલ્લાસ અનુભવાયો હતો.

તે વખતે પ્રાસંગિક આ પુસ્તકની માંગણી ખૂબ થતાં પ્રથમાવૃત્તિ ખલાસ થયેલ હોવાથી શ્રી નવ. મહામંત્રની આરાધનામાં જોડાએલ ધર્મનિષ્ઠ ઉત્સાહી **શ્રી હસમુખભાઈ કે ગાંધીની** ઉત્કટ ઈચ્છા આ પુસ્તકનું પુનઃ પ્રકાશન કરાવવા ભાવના થઈ, પૂજ્ય મહારાજશ્રીને વિનંતિ કરી, બીજા અનેક કાર્યોના બોજા તળે સમયનો સંકોચ છતાં આરાધકોને લાભદાયી પુસ્તક પ્રકાશનની જરૂરીઆત લેખી પૂજ્ય મહારાજશ્રીએ ખૂબ જ પરિશ્રમ સાથે જરૂરી વિધિઓ બધી ઉમેરી પ્રથમાવૃત્તિ કરતાં ખૂબ જ નવીન સામગ્રીના વધારા સાથે આ પુસ્તક તૈયાર કરી આપ્યું છે.

આ પુસ્તકના પ્રકાશન માટે ખૂબ જ ખંત–લાગણીપૂર્વક પ્રેરણા આપવા સાથે પ્રકાશન ખર્ચની તમામ જવાબદારી ઉઠાવી પોતાનો અપૂર્વ ધર્મસ્નેહ દાખવનાર **શ્રી હસમુખભાઈ કેશવલાલ ગાંધી** (મફતલાલ કાંતિલાલ ઓઈલ મીલવાળા)ના ઉદાત્ત ધર્મસ્નેહની ગુણાનુરાગભરી અનુમોદના કરીએ છીએ.

તથા પૂ. મહારાજશ્રીની દોરવણી મુજબ વ્યવસ્થિત કામ કરી આપવામાં નિપુણ, અને પૂ. મહારાજશ્રીના ઉગ્રવિહારો દરમ્યાન પણ પ્રૂફો મોકલવાની અગવડ વેઠીને પણ શુદ્ધ મુદ્રણ તરફ પૂરતું લક્ષ્ય આપનાર તથા કામને સુંદર; સ્વચ્છ અને આકર્ષક બનાવવા

ખૂબ જ કાળજી ધરાવનાર **સાધના મુદ્રણાલયના** અધિપતિ શ્રી **ગિરધરલાલ ફુલચંદ શાહ** (ભાવનગર)ના ધર્મસ્નેહની પણ ખૂબ જ અનુમોદના કરીએ છીએ.

છેવટે મુદ્રણદોષથી કે છદ્મસ્થ સુલભ મતિમંદતાદિ દોષથી કંઈપણ ક્ષતિ આમાં રહેવા પામી હોય તેનું મિથ્યાદુષ્કૃત દઈ આ પુસ્તકનો સદુપયોગ કરી તરણતારણહાર પંચપરમેષ્ઠીઓની શરણાગતિ-રૂપે જીવનનું ઘડતર કરી શ્રી નમસ્કારમહામંત્રના સ્મરણ–ચિંતન જાપ આદિદ્વારા ધર્મપ્રેમી પુણ્યાત્માઓ મંગલમય જીવન બનાવી જગતના સર્વ જીવો દુઃખમુક્ત બની સુખી થાઓની પવિત્ર ભાવનાવાળા બનો, એ શુભાભિલાષા.

વીર નિ. સં. ૨૪૯૨
વિ. સં. ૨૦૨૨
વૈશાખ વદ ૧૦
મુ. કપડવંજ
(વાયા નડિયાદ)
(જિ. ખેડા)

લિ.
પ્રકાશક
**રમણલાલ જેચંદ શાહ**
કાર્યવાહક
શ્રી આગમો. જૈન ગ્રંથમાળા

## માર્મિક ચેતવણી

શ્રી નવકારના ઉપાસકે આરાધ્ય તરીકે પરમેષ્ઠીઓ સાથે એકરૂપ બનવા માટે અહં–મમની ક્ષુદ્ર વૃત્તિઓથી અળગા થવાની આજ્ઞાને જીવનમાં સક્રિય બનાવવી જરૂરી છે.



# બે બોલ

## ત્રીજી આવૃત્તિનું પ્રકાશકીય

શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ ચાલનારા ચતુર્વિધ સંઘના પરમ-પુણ્યે ચૌદ પૂર્વના સારરૂપ શ્રીનવકારમહામંત્રની આરાધનાને લગતા આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પરિવર્ધિત સંસ્કરણરૂપે પ્રકાશિત કરવાનું સૌભાગ્ય અમોને પ્રાપ્ત થયુ છે તે અત્યંત હર્ષજનક બીના છે.

પૂ૦ કરુણાસિંધુ, વાત્સલ્યમૂર્તિ-સ્વ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી **માણેકસાગરસૂરીશ્રી**ના મંગલ આશીર્વાદથી પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના શિષ્યરત્ન પૂ૦ પંન્યાસ પ્રવર **શ્રી સૂર્યોદયસાગરજી** મહારાજના હસ્તે આગમિક વારસાને સુરક્ષિત રાખવાના હેતુથી લહીયાઓ પાસે હાથના બનાવેલ કાગળો પર લખાવવાનું કામ ચાલે છે.

તેમાં જીવનશુદ્ધિના પ્રધાન અંગરૂપ શ્રીનવકારમહામંત્રની આરાધનાને લગતું આ પુસ્તક હાલમાં દુર્લભ હોઈ મુમુક્ષુ આરાધકોની માગણીને ધ્યાનમાં લઈ પૂજ્ય મહારાજશ્રીની દેખરેખ નળે ટૂંકા સમયમાં પણ તૈયાર કરાવવાનું સાહસ કરેલ છે.

તે દેવ-ગુરુકૃપાએ આરાધકોની ભાવશુદ્ધિ માટે સફળ થશે એવી ધારણા છે.

આ પ્રકાશનમાં પૂજ્યશ્રીની આજ્ઞાને સતત માથે ચઢાવનાર મૂક સેવક **શ્રી બાબુલાલ કેશવલાલ શાહ ચાણસ્માવાળાએ** તનતોડ પ્રયત્ન કરી સમયસર પુસ્તક તૈયાર કરી આપ્યું, તે બદલ તેમના ધર્મપ્રેમની ગુણાનુરાગ ભરી અનુમોદના કરીએ છીએ.

તે જ રીતે સુંદર, શુદ્ધ, અને ઝડપી મુદ્રણ કરી આપવા માટે **"શ્રી શક્તિ પ્રિન્ટરી"**ના માલિક ઠક્કર **પોપટલાલ ગોકળદાસ** તથા **"દીપક પ્રિન્ટરી"**ના ટાઈટલ પેજ, ફોટાઓ વગેરે કલાત્મક રીતે છાપી આપનાર કાર્યવાહકોની લાગણીની ખૂબ ખૂબ અનુમોદના કરીએ છીએ.

છેવટે છદ્મસ્થતા કે મુદ્રણદોષના કારણે થયેલ ભૂલ બદલ શ્રી સંઘ સમક્ષ હાર્દિક ક્ષમા માગીએ છીએ.

નિવેદક,
દિનેશચંદ્ર નગીનદાસ પરીખ
કાર્યવાહક,
પ્રાચીન શ્રુત રક્ષા સમિતિ

વીર નિ. સં. ૨૫૦૩
વિ. સં. ૨૦૩૩
પ્રથમ શ્રાવણ વદ ૧૦

॥ नमः श्रीजिनशासनाय ॥

# કહેવા જોગું

(પ્રથમાવૃત્તિ)

શ્રી દેવગુરુકૃપા અને અચિંત્ય શક્તિશાળી શ્રી નવકારમહામંત્રના પ્રતાપે ધર્મની આરાધનામાં પ્રાણપૂર્તિ કરનાર શ્રીનવકાર મહામંત્રની શક્તિઓને વ્યવસ્થિત રીતે જીવનમાં વિકસ્વર બનાવવા માટે શાસ્ત્રીય મર્યાદાનુસાર અત્યંત જરૂરી ત્યાગ–તપ–સંયમની ત્રિવેણીમાં અવગાહન કરવારૂપે શ્રીનમસ્કારમહામંત્ર લઘુતપની વ્યવસ્થિત આરાધના અને શ્રીનવકારમહામંત્રના મહિમાના રહસ્યને સમજાવનારું લઘુ પુસ્તક યથામતિ સંકલિત કરી આરાધક–મુમુક્ષુજનો સમક્ષ રજૂ કરવામાં આવે છે.

પ્રસ્તુત પુસ્તકની સંકલના વરોરા (વર્ધા)–હિંગનઘાટ–અમરાવતી-નાગપુર–આગ્રા–દિલ્હી–જયપુર–અજમેર–જોધપુર–શિરોહી આદિ અનેક પ્રાચીન સ્થાનોના શ્વેતામ્બર, દિગમ્બર, સ્થાનક૦ આદિના હસ્તલિખિત ભંડારો–શાસ્ત્રસંગ્રહો તેમજ દેવ–ગુરુકૃપાબળે શાસ્ત્રોના અવગાહનમાંથી મળી આવેલ તાત્ત્વિક સામગ્રી અને અનુભવી પુણ્યાત્માઓના સહવાસ આદિના આધારે કરેલ છે.

પૂર્વના મહર્ષિઓએ પ્રાણોના ભોગે સર્જેલ, સાચવેલ અને ટકાવી રાખેલ હસ્તલિખિત સાહિત્ય જે કંઈ હાલમાં ઉપલબ્ધ છે, તેમાંથી શ્રીનવકારમહામંત્રને લગતી વિવિધ સામગ્રીઓની બહોળી

સંકલનામાંથી રૂપિયે એક પાઈ જેટલી સામગ્રી સ્થળસંકોચ; સાધન–સામગ્રીની સીમા આદિ કારણે પ્રસ્તુત પુસ્તકમાં અપાયેલ છે.

મુખ્ય રીતે **શ્રીનવકારમહામંત્ર લઘુતપની** આરાધનાના વિધિવિધાનનો સંક્ષિપ્ત નિર્દેશ પ્રસ્તુત સંકલનાનો ઉદ્દેશ્ય રખાએલ છે.

તેથી અન્ય સામગ્રી પ્રસંગોચિત છતાં અલ્પમાત્રામાં અહીં રજૂ કરાઈ છે.

ગીતાર્થ અને વિચારક સુજ્ઞ વિદ્વદ્‌વર્ગની સેવામાં અંજલિબદ્ધ નમ્ર પ્રાર્થના છે કે–શાસ્ત્રીય મર્યાદા અને સુવિહિત ગીતાર્થ માન્ય સામાચારીની પરંપરાથી પ્રતિકૂલ આમાં કંઈ જણાતું હોય તો યોગ્ય સૂચન કરી ક્ષયોપશમની વિચિત્રતાએ થતી ક્ષતિઓના પરિમાર્જન માટે પ્રયત્નશીલ થવા કૃપા કરે.

આ સંકલનાની પૂર્વભૂમિકામાં અતુલ ઉપકારી શ્રી જિન શાસનના અલૌકિક પ્રભાવ સાથે **શ્રી નવકારમહામંત્ર**ની શાસ્ત્રીય આરાધનાનું બળ મુખ્ય પ્રેરક છે જ, સાથે બાહ્ય શુભનિમિત્તરૂપે પરમારાધ્ય તારકવર્ય પૂ. ગુરુદેવશ્રીની હાર્દિક પ્રેરણા અને અમીદષ્ટિ, પૂ. આગમોદ્ધારકશ્રીના ઉપસંપદાપ્રાપ્ત અંતેવાસી, સાહિત્યરસિક, શિલ્પશાસ્ત્રનિપુણ, ધર્મસ્નેહી **પૂ. મુનિશ્રી કંચનવિજયજી મ૦** કર્મગ્રંથાદિ–વિચારચતુર, આરાધકભાવસમ્પન્ન, સહૃદયી, ધર્મસ્નેહી **પૂ. મુનિવર્યશ્રી સૂર્યોદયસાગરજી મ૦** તથા શાન્તમૂર્તિ પૂ. ઉપા. શ્રી વ્યાખ્યાનવાચસ્પતિ **કૈલાસસાગરજી મ.**શ્રીના વિનયી શિષ્ય પૂ. **મુનિશ્રી ક્ષમાસાગરજી મ૦** આદિની ધર્મસ્નેહ અને

શ્રીનવકારમહામંત્ર પ્રતિ અદ્ભુત શ્રદ્ધા-ભકિતપૂર્ણ સંવેદના આદિ ભરપૂર વિવિધ પ્રેરણાઓ અને સૂચનાઓ મળી, તેના શુભ ફળરૂપે આ સંકલના તૈયાર થવા પામી છે.

છેવટે સકલ ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ પ્રસ્તુત સંકલનામાં મતિ-મંદતા, સમજફેર કે ક્ષયોપશમની વિચિત્રતાએ "गच्छतः स्खलनं क्वापि०" ન્યાયે થયેલી ભૂલો માટે ત્રિવિધે મિથ્યાદુષ્કૃત દઈ આરાધક આત્માઓ શ્રીનવકારમહામંત્રની શાસ્ત્રીય આરાધના, જાપ આદિ કરી આત્મ-શકિતનો યોગ્ય વિકાસ કરે એ શુભાભિલાષા.

વીર નિ૦ સં. ૨૪૮૫
વિ. સં. ૨૦૧૫
અષાડ સુદ ૧૧ ગુરૂવાર
ચાહબાઈ
જૈન ધર્મના
માલદાસ સ્ટ્રીટ
ઉદયપુર (રાજસ્થાન)

લિ.
શ્રમણસંઘસેવક
પૂ. તપસ્વીશ્રી ધર્મસાગર ગણી૦
ચરણોપાસક મુનિ
અભયસાગરજી

॥ શ્રી મહાવીર-વર્ધમાનસ્વામીને નમઃ ॥

# પ્રાસંગિક

## (બીજી આવૃત્તિ)

卐

જિનશાસનની આરાધના કરનારા મહાનુભાવો જગતના પરમોત્કૃષ્ટ પરમેષ્ઠીઓના તાત્ત્વિક સ્વરૂપને દર્શાવનાર શ્રીનમસ્કાર-મહામંત્રથી સુપરિચિત હોય છે. પણ ગુરુગમથી તેની આરાધનાની પદ્ધતિ કેટલીકવાર અમલમાં મુકવાની પરિસ્થિતિની વિષમતાના કારણે શ્રીનવકારમહામંત્રની મૌલિક શક્તિઓના અનુભવથી વંચિત રહે છે.

તેથી શ્રી નમસ્કારમહામંત્રના લઘુતપની આરાધનાના સ્વરૂપને યથાર્થ રીતે આલેખન કરવા રૂપે પ્રસ્તુત પુસ્તિકાનું સંકલન આરાધક પુણ્યાત્માઓના હિતાર્થે કર્યું છે.

શ્રી નમસ્કારમહામંત્ર આધ્યાત્મિક શક્તિઓનો અખૂટ ભંડાર છે, તે સાથે તેમાં માંત્રિક બીજોની શક્તિઓ પણ દરેક વર્ણે અખૂટપણે ભરેલી છે. આરાધક પુણ્યાત્મા જ્ઞાનીના ચરણોમાં બેસી વિનીતભાવે સમર્પણ અને એકનિષ્ઠાનું બળ કેળવી પ્રસ્તુત પુસ્તિકામાં બતાવેલ રૂપરેખાના આધારે આત્મ-શક્તિઓનો નક્કર ક્રમિક વિકાસ સાધી શકે છે.

આગમતત્ત્વજ્ઞ કરુણામૂર્ત્તિ શાન્તસ્વભાવી પરમપૂજ્ય ગચ્છા-ધિપતિશ્રીની નિશ્રામાં વિ. સં. ૨૦૨૧નુ કપડવંજમાં ચાતુર્માસ અનેક રીતે યાદગાર બન્યુ છે. આગમ વાચનાનો પવિત્ર લાભ પૂ. ગચ્છાધિ૦શ્રીના અનુગ્રહથી ચતુર્વિધ સંઘને સુંદર રીતે મળ્યો, અને વ્યક્તિગત મને પણ રોજ ચારથી પાંચ કલાક આગમોના

નિગૂઢ તત્ત્વોને સમજવાની અણમોલ તક મળેલ તે રીતે તે ચાતુર્માસ ખૂબ જ યાદગાર નિવડયું છે.

તે પ્રસંગે શ્રીનવકારમહામંત્રની આરાધના ૩૦૦ લગભગ આરાધકોએ ખૂબ જ ઉમંગથી શાસ્ત્રીય મર્યાદાઓ જાળવી ભાવોલ્લાસથી કરેલી. તે વખતે પ્રસ્તુત પુસ્તિકાની આવશ્યકતા વિધિ પ્રસંગે જણાવાથી (પ્રથમાવૃત્તિ ખલાસ થયેલ હોવાથી) ધર્મપ્રેમી શ્રી **હસમુખભાઈ ગાંધીની** ઇચ્છા પોતાના ખર્ચે આ પુસ્તકનું ફરી પ્રકાશન કરાવવાની થઈ

તે મુજબ તેમની ખૂબ જ ધર્મ–સ્નેહભરી પ્રેરણાથી પ્રથમાવૃત્તિમાં ઘણી બાબતો સામગ્રી ન મળવાથી અધૂરી રહેલી બાબતો પ્રયત્ન કરી તે તે ગ્રંથો આદિમાંથી તારવી દરેક જાતની વિધિઓ તથા તેમાં આવતા સાંકેતિક શબ્દોનો પરિચય તથા દરેક વિધિમાં જરૂરી સામગ્રીઓની નોંધ વગેરે નવી સામગ્રી ઉમેરી આ પ્રકાશનને વધુ ઉપયોગી બનાવવાનો પ્રયાસ કર્યો છે.

આ સંપાદનમાં સુંદર મંગળ પ્રેરણા આપનારા પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવશ્રીના શિષ્યરત્ન, સાગરસમુદાયના છૂપા રત્નસમા, ઉપાસનાનિષ્ઠ, વિદ્વદ્વર્ય ધર્મસ્નેહી પૂ. મુનિશ્રી **સૂર્યોદયસાગરજી** મ૦ તથા પ્રકાશનની સુંદરતા, વ્યવસ્થિત સંપાદનની દોરવણી આપનાર પૂ૦ ધર્મસ્નેહી **મુનિશ્રી ક્ષમાસાગરજી** મ૦ (પૂ. આ. શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજીના શિષ્ય)ના પુનિત ધર્મસ્નેહની ખૂબ ખૂબ અનુમોદના કરું છું.

મારા જીવનના ઘડતરમાં પ્રાણ રેડનાર, મારા તરણતારણહાર પરમારાધ્ય તારક ગુરુદેવશ્રી પૂ. ઉપાધ્યાય શ્રી. **ધર્મસાગરજી**

મ૦ની પરમ કૃપા વિના તો આ કામ શકય જ ન હતું, તેથી તેમનું સ્મરણ તો વિનીતભાવે કરવું જ રહ્યું !

આ પુસ્તકના પ્રકાશનમાં ખૂબ જ હાર્દિક લાગણી દાખવી મારા બીજા અનેક કાર્યોમાંથી પણ જેમની મંગળ પ્રાર્થનાએ આ સંપાદન કરવાની તકને સફળ બનાવેલ છે તે **હસમુખભાઈ ગાંધીનો** ધર્મપ્રેમ પણ અનુમોદનીય છે.

છેવટે સહુ આરાધકો આ પુસ્તિકામાં દર્શાવાએલ પદ્ધતિ પ્રમાણે શ્રીનવકારમહામંત્રની પવિત્ર આરાધના કરી अहं-ममના વિષમ સંસ્કારોમાંથી વૃત્તિઓને છોડાવી “ शिवमस्तु सर्वजगतः ”ની ભાવનાને હૃદયંગમ બનાવી આરાધનાબળે પરમપદની પ્રાપ્તિમાં સહાયક નીચેની ભાવનાને જીવનમાં વણે અને કર્મોના બંધનમાંથી મુક્તિ મેળવે એ શુભાભિલાષા.

“ सर्वत्र सर्वे गुणिनो भवन्तु, सर्वत्र सर्वे शमिनो भवन्तु ।
सर्वत्र सर्वे कृतिनो भवन्तु, सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ ”

વીર નિ. સં. ૨૪૯૨
વિ. સં. ૨૦૨૨
આગમો૦ સં. ૧૬ વૈ. સુ. ૧૧
શ્રી મહાવીર પ્રભુ શાસન
સ્થાપના મંગળ દિન
જૈન ઉપાશ્રય,
મુ૦ કરબટીયા–પીપલધ્રન
સ્ટે. વડનગર ( વાયા મહેસાણા )

લી. સંપાદક,
શાસનસુભટ–તપસ્વી
પૂ. ઉપા. **શ્રીધર્મસાગર** ગણિ.
ચરણોપાસક
મુનિ અભયસાગર

# સંપાદકની વાત

## ત્રીજી આવૃત્તિ

સર્વ જગતના જીવોનું કલ્યાણ કરનાર શ્રી જિનશાસનની શીતળ છાયામાં અનેક પુણ્યાત્માઓ વિવિધ આરાધના કરી રહ્યા છે.

તે બધા આરાધક આત્માઓની આરાધનાના તારને ઝણઝણાટી-પૂર્વક સક્રિય બનાવનાર મહામન્ત્ર શ્રી નવકારની આરાધના જિન-શાસનમાં કરોડ સમી છે.

સૂત્રથી-અર્થથી શાશ્વત મન્ત્રાધિરાજ શ્રી નવકાર મહામન્ત્રની અદ્ભુત ચૈતન્યોદ્બોધક શક્તિઓને આપણા આરાધના શરીરમાં સક્રિય બનાવવા માટે જઘન્યથી શ્રી નવકાર મહામન્ત્રના લઘુતપ (૯ એકાસણા) ની આરાધના આ-બાલ-ગોપાલ સહુને અવશ્ય-કરણીય હોઈ તે અંગેની વિધિ અંગે અનેક પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓ પુસ્તકો તથા વયોવૃદ્ધ અનુભવીઓના નિચોડરૂપ પરંપરાગત અનેક બાબતોને નજર સામે રાખી સંકલિત કરેલ આ પુસ્તક છેલ્લા દશકામાં ચતુર્વિધ શ્રીસંઘમાં ખૂબ જ આદરણીય બન્યું છે.

ટૂંકા ગાળામાં બે આવૃત્તિઓ ખલાસ થયેથી પરિવર્દ્ધિત સંસ્કરણ રૂપે આ ત્રીજી આવૃત્તિ પ્રકટ થઈ રહી છે તે એક પ્રમોદ-દાયક બીના છે.

પૂજ્ય પરમારાધ્ય તારકવર્ય ગુરુદેવ શ્રી ઉપાધ્યાય ભગવંત પરમતપસ્વી **શ્રી ધર્મસાગરજી** મ.ની આશિષભરી અનુજ્ઞા થવાથી **સુરત** (નેમુભાઇ શેઠની વાડીએ) ચોમાસા માટે આવવાનું થતાં પ્રારંભથી જ અનેરો ધર્મોત્સાહ જણાતાં સાધુ અને શ્રાવકને યથા-યોગ્ય રીતે આરાધકમાત્રની કેળવણીમાં અદ્વિતીય સહયોગી શ્રી

નવકાર મહામન્ત્રની આરાધના દ્વિ.શ્રા.સુ.૩થી કરાવવાનો વિચાર રજૂ થતાં આરાધનાની વિધિ અંગેનું આ પુસ્તક અપ્રાપ્ય હોઈ જિજ્ઞાસુ વિવેકી અનેક પુણ્યાત્માઓની પ્રેરણા મળતાં અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી પણ સમય કાઢી યોગ્ય સુધારા–વધારા સાથે આ પુસ્તક તૈયાર કરી પ્રેસમાં આપ્યું.

ટૂંકો સમય છતાં શ્રી નમસ્કાર મહામંત્ર પ્રેમી **શ્રી બાબુભાઈ કેશવલાલ** શાહ તથા **આશિષકુમાર** (ભદ્રેશ) **માણેકલાલ** શાહ તેમજ **રાજેશકુમાર જયંતિલાલ** શાહ આદિની હાર્દિક લાગણી અને ખંતના પરિણામે સમયસર તૈયાર થઈ શક્યું છે.

આ સંકલનમાં ખૂબ જ સાવચેતી રાખી અશાસ્ત્રીય કે પરંપરા–જીતમર્યાદા વિરુદ્ધ કંઈ ન થવા પામે તેની તકેદારી રાખવા છતાં પ્રમાદ કે છદ્મસ્થતાથી થવા પામેલ હોય તો તેની શ્રી સકલ સંઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત માંગવા સાથે વિવેકી પુણ્યવાન આરાધક આત્માઓ આ પુસ્તિકાઓના સદુપયોગ દ્વારા શ્રી નમસ્કાર મહામંત્રની આરાધનામાં વીર્યોલ્લાસ ફોરવી ઉત્કૃષ્ટ આરાધક ભાવની શ્રેણિ મેળવવા ઉજમાળ બને.

એ મંગળ અભિલાષા.

વીર નિ. સં. ૨૫૦૩
વિ. સં. ૨૦૩૩
પ્ર. શ્રા. વ. ૮
રવિવાર
નેમુભાઈ શેઠની વાડી
જૂની અદાલત
ગોપીપુરા
સુરત

લિ.

પૂ. ઉપા. શ્રી ધર્મસાગરજી મ૦
ગણિવર ચરણોપાસક
અભયસાગર

## જાપ માટે જરૂરી નોંધ

## શ્રી નવકાર મહામંત્રના જાપ અંગે હસ્તલિખિત પાનામાંથી મળી આવેલા મહત્ત્વના શ્લોકો

[શ્રી નમસ્કાર મહામંત્રની આરાધના દ્વારા આત્મશુદ્ધિનું ફળ મેળવવા ઈચ્છતા પુણ્યવાન ભાગ્યશાળી મહાનુભાવો ગુરૂગમથી જાપની મર્યાદા સમજવા પ્રયત્ન કરે, તેમાં નવકારવાળી કેવી લેવી ? શી રીતે ગણવી ? તે બાબત પણ મહત્વની છે.

પ્રસ્તુત પુસ્તકમાં તે સંબંધી પ્રકાશ પાડયો છે, પણ તે અંગે મહત્વનું એક પ્રાચીન હસ્તલિખિત પાનું પં. **અંબાલાલ પ્રેમચંદ શાહ** (૬, વીરનગર સોસાયટી, નવા વાડજ, **અમદાવાદ**) પાસેથી મળી આવ્યું, તેનો ઉતારો અક્ષરશઃ અર્થ સાથે જિજ્ઞાસુઓના હિતાર્થે અપાય છે.]

॥ जपमाला विचार ॥

(१) अंगुष्ठ–जापः मोक्षाय, उपचारे तु तर्जनी ।
मध्यमा धन–सौख्याय, शान्तिं कुर्यादनामिका ॥
आकर्षणे कनिष्ठा च षट् कर्माणि समाचरेत् ॥

**ભાવાર્થ**–મોક્ષ માટે અંગુઠાથી જાપ, અભિચાર=શત્રુ–દમનમાં તર્જનીથી, ધન અને સુખ માટે મધ્યમાથી, શાન્તિ માટે અંનામિકાથી અને આકર્ષણ કાર્યમાં કનિષ્ઠિકાથી જાપ કરવો.

આ રીતે મંત્રના છ કાર્યોમાં કઈ આંગળીથી જાપ કરવો ? તેની વ્યવસ્થા છે.

(२) चलचित्तेन यज्जप्तं, यज्जप्तं मेरूल्लंघने ।
नखाग्रेण तु यज्जप्तं तज्जप्तं निष्फलं भवेत् ॥

**ભાવાર્થ**—ચંચલ—ચિત્તથી કરેલ જાપ, મેરૂને ઓળંગવા રૂપે કરાએલ જાપ અને નખ અડાડીને કરાયેલ જાપ લગભગ નિષ્ફળ જાય છે.

**ખાસ**—આ ગાથામાં મેરૂ નહિ ઓળંગવાની વાત છે, તે પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

નવકારવાળી પૂરી થાય એટલે ફૂમતાને આંખે અડાડી આંગળીથી નવકારવાળી પલટાવીને જ્યાંથી શરૂઆત કરેલ, તે મણકાથી ફરી ગણવાનું શરૂ કરવું.

(૩) सूत्रस्य जपमालायां सदा जापः सुखावहः ।
दग्ध—मृदस्थि—काष्ठानां जपमालाल्पफलप्रदा ॥

**ભાવાર્થ**—સૂતરની નવકારવાળીથી જાપ સદા સુખ કરનાર છે. બળેલ ચીજ, માટી, હાડકું અને લાકડાની માળા અલ્પ ફળને આપનારી છે.

**ખાસ**—આજે મોહક અને સુંદર લાગતી પ્લાસ્ટિકની નવકારવાળીઓ દગ્ધ અને માટીના પ્રકારમાં આવે, વળી પ્લાસ્ટિકનું ઉત્પાદન રિફાઈનરિંગ, મોલ્ડિંગ વગેરે અશુદ્ધ—હિંસક પ્રક્રિયાથી થાય છે તેથી પણ **પ્લાસ્ટિકની નવકારવાળી સદંતર ત્યાગ કરી દેવી.**

(૪) रुप्य—विद्रुम—सौवर्ण—मुक्तानां जपमालिका ।
शान्ति—सौभाग्यमारोग्यं, पुष्टिं च कुरुतेऽधिकम् ॥

**ભાવાર્થ**—ચાંદી, પરવાળા, સોનું અને મોતીની નવકારવાળી ક્રમશઃ શાંતિ, સૌભાગ્ય, આરોગ્ય અને પુષ્ટિ વધુ પ્રમાણમાં કરે છે.

(૫) रत्न—स्फटिक—वैडूर्य—मणीनां जपमालिका ।
उपवास—सहस्राणां, फलं यच्छति जापनः ॥

**ભાવાર્થ**—રત્ન, સ્ફટિક, વૈડૂર્ય (નીલમ) અને તેજસ્વી મણિની નવકારવાળીથી કરાતો જાપ હજારો ઉપવાસના ફળને દેનાર થાય છે.

(૬) संखेण जइ जप्पइ, सयगुणियं होइ गोयमा पुण्णं ।
सहस्स—पवालमेयं, दससहस्सं फटिकए लहइ ॥

**ભાવાર્થ**–હે ગૌતમ ! શંખની નવકારવાળીથી જો જાપ કરાય તો ચાલુ માળા કરતાં ૧૦૦ ગણો લાભ મળે, તેમ પ્રવાલની માળાથી ૧૦૦૦ ગણો અને સ્ફટિકની માળાથી ૧૦ હજાર ગણો લાભ મળે.

(૭) पुत्तजीवे अणंतगुणं, मुत्तिअफलगुणिए हि लक्खं ।
रूद्दक्खय असंखं, कोडाकोडीअ कमल–बंधेणं ॥

**ભાવાર્થ**–પુત્રંજીવ નામની વનસ્પતિ (અત્યંત શ્રેષ્ઠ, સાત્ત્વિક, પરમાણુસંપન્ન)ની માળાથી અનંતો લાભ મળે. મોતીની માળાથી લાખ ગણો, રુદ્રાક્ષની માળાથી અસંખ્ય ગણો તથા કમળબંધ (નવપદાવર્ત્ત)થી કરાતો જાપ ક્રોડા ક્રોડી ગુણો લાભ આપનારો બને છે.

(૮) दस–कोडीए सोवण्णं चंदणमय सय–कोडीगुणं ।
रयणजपे सहस्सं, समं पुन्नं च सुत्ते य ॥

**ભાવાર્થ**–સોનાની માળાથી ૧૦ ક્રોડ ગણો લાભ, ચંદનની માળાથી ૧૦૦ ક્રોડ ગણો લાભ, રત્નની માળાથી ૧૦૦૦ ક્રોડ ગણો લાભ અને સૂતરની નવકારવાળીથી સંપૂર્ણ વિશિષ્ટ ફળની સમ્યક્ પ્રકારે પ્રાપ્તિ થાય છે.

**નોંધ**–૫ થી ૮ ગાથામાં વિવિધ રત્નો, સોનું, ચાંદી આદિની માળાઓના જુદા–જુદા વિશિષ્ટ–લાભો બતાવ્યા છે, પણ તે અમુક સાધન–સંપન્ન માટે વિશિષ્ટ–પરમાણુવાળા તે દ્રવ્યોની ઉત્તમતાને લઈને જાણવું.

તેમાં નકલી રત્નો કે હલકી રીતે બનાવેલ તે તે ચીજોની માળાઓ તો સર્વથા વર્જનીય જ જાણવી.

વળી છેલ્લે સૂતરની નવકારવાળી સર્વ સાધારણ અને સૌને સુલભ હોઈ તેની ઉત્તમતા વિશિષ્ટ રીતે જણાવી છે.

એટલે બનાવટી–નકલી રત્નો, અશુદ્ધ રીતે પ્લાસ્ટિક આદિ મિશ્રણવાળા સુંદર ચકચકિત પણ દેખાતા રત્નો જેવી ચીજો નવકારવાળી માટે સદંતર અકલ્પનીય સમજવી.

**—પ્રાચીન હસ્તલિખિત પાનામાંથી**

## શ્રી નવકાર-મહામંત્ર સંબંધી ભાવવાહી સુવાક્યો



......

## "સર્વ શિરોમણિ શ્રીનવકાર"

॥ सर्व शिरोमणि श्री नवकार ॥

॥ णमो सिद्धाणं ॥

श्री

नमस्कार-महामंत्र

॥ णमो अरिहंताणं ॥

॥ णमो सिद्धाणं ॥

॥ णमो आयरियाणं ॥

॥ णमो उवज्झायाणं ॥

॥ णमो लोए सव्वसाहूणं ॥

॥ एसो पंचणमुक्कारो,

सव्वपावप्पणासणो।

मंगलाणं च सव्वेसिं;

पढमं हवइ मंगलं ॥

"શ્રીનમસ્કાર મહામંત્ર જગતના વિશિષ્ટ ઉત્તમકલ્પવૃક્ષ, ચિંતામણિ, અમૃતકુંભ, કામધેનુ આદિ કરતા પણ ચઢીઆતો છે, તેથી ખૂબ





॥ नमः श्री जिनशासनाय ॥

॥ सकलद्वादशाङ्गोपनिषद्भूत–श्रीनमस्कारमहामन्त्राय नमः ॥

॥ श्री वर्धमानस्वामिने नमः ॥

# આરાધના જ્યોત



[ શ્રી નવકાર મહામંત્ર-લઘુતપની પ્રાચીન હસ્તલિખિત પ્રતોમાંથી સંકલિત વિધિ ]

## આરાધનાની ભૂમિકા

જૈનશાસનમાં પ્રાણીમાત્રના હિતાર્થે ધર્મની આરાધનાના અનેક પ્રકારો જણાવાયેલા છે, તે બધાની સફળતાનો આધાર ધર્મની આરાધનામાં જરૂરી વિવેકબુદ્ધિની જાગૃતિ અને કર્તવ્ય–નિષ્ઠાની જવાબદારી ઉપર રહેલો છે.

તેથી * " फलार्थी मूलमेषयेत् " લોકોક્તિ મુજબ ધર્મના ગમે તે પ્રકારની આરાધના દ્વારા જીવનની શુદ્ધિરૂપ મહત્વપૂર્ણ ફળ મેળવવા માટે મૂળિયાંની ગવેષણાની જેમ ધર્મના તે તે પ્રકારોને આચરતી વખતે લક્ષ્યનો સ્પષ્ટ ખ્યાલ અને આપણી જવાબદારીઓના સાચા ભાનને કેળવવું જરૂરી છે.

---

*ભાવાર્થ:–ફળની આશા રાખનારે તેના મૂળ તરફ ધ્યાન આપવું જોઈએ.

આવી રીતની ગવેષણા તે ધર્મ-આરાધનાની સફળતાની પ્રાથમિક ભૂમિકા છે.

આ ભૂમિકાએ પહોંચવા માટે જિનશાસનની મર્યાદાનુસાર વિવિધ ધર્મપ્રવૃત્તિઓ જાણ્યે-અજાણ્યે, સમજીને કે વગર સમજીને, લોભ, લાલચ કે રાગ-દ્વેષથી પણ કરવા-કરાવવાનું જ્ઞાનીઓએ ભારપૂર્વક જણાવ્યું છે.

આવી ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડવાનું દ્રવ્ય-ક્રિયાનું સામર્થ્ય નહિ જાણ્યાથી જ **"ભાવને ઉત્પન્ન ન કરનારી ક્રિયા નકામી છે"** આવું વિકૃત સત્ય કેટલીકવાર શબ્દ-જ્ઞાનના અથાગ શ્રમ પછી પણ નીકળી આવે છે. જે ખરેખર માર્ગ છોડીને ઉન્માર્ગે જઈ ઉતાવળથી ઈષ્ટ-સિદ્ધિ કરવાની ઘેલછાનું દુષ્પરિણામ જણાય છે.

આ ભૂમિકાનું સંપાદન મોહનીય કર્મના વિષમ સંસ્કારોની ઘેરી છાયામાંથી જીવ જ્યારે અળગો બને છે ત્યારે કરી શકે છે, ગમે તેટલું જ્ઞાન-સાડા નવ પૂર્વ સુધીનું પણ, (મોહનીયની વિષમ અસર તળે કદાચ આવી જનારૂં યાવત્ ચૌદ પૂર્વનું જ્ઞાન) મળ્યું હોય છતાં તે બધું ગટરમાં ભળતા ગંગાજળની માફક આંતરિક શુદ્ધિને બદલે નવાં દૂષણો ઊભાં કરી જીવનને વધુ કલૂષિત કરે છે. આમાં રખે! કોઈ જ્ઞાનની નિરર્થકતા સમજે! ભૂમિકાની કચાશે સારી-ઉત્તમ ચીજો પણ કેટલીકવાર નિરર્થક-પ્રાયઃ બનવા પામે છે. એટલું જ અહીં માત્ર કહેવાનું છે

આ ઉપરથી ધર્મની આદર્શ ભૂમિકાએ આવવા માટે જેટલી આવશ્યકતા શાસ્ત્ર-જ્ઞાનની કે બુદ્ધિના વિકાસની નથી, તેના કરતાં આત્મ-તત્ત્વની નિર્મળતાની વિશિષ્ટ કક્ષાએ પહોંચેલા જગતના પાંચ મહાન તત્ત્વો-પરમેષ્ઠિઓ પ્રતિ જેટલો ગુણાનુરાગપૂર્વક વિનયભાવ અને આદરભાવ જાગે તેટલું જ મોહનીયકર્મ ધીમે

ધીમે હળવું થઈ આત્મા ધર્મની ભૂમિકાએ પહોંચે છે, ટકે છે અને પરિણામે કર્મ-નિર્જરાના પરમાર્થને પણ ક્રમશઃ ધીમા ધીમા પણ મૌલિક વિકાસ-ક્રમથી મેળવી શકે છે.

આ રીતે ધર્મની આદર્શ-સિદ્ધિ માટે અત્યંત ઉપયોગી ભૂમિકાના સર્જન એવં રક્ષણાદિની મહત્ત્વપૂર્ણ કામગીરીને લીધે જૈનશાસનમાં **શ્રી નમસ્કાર મહામંત્રનો** મહિમા આ-બાલ-ગોપાલ પ્રસિદ્ધ છે.

વળી જીવન-શુદ્ધિની મૌલિક ભૂમિકાને તોડી નાખનારા કે બગાડનારા તત્ત્વોની સામે **શ્રી નવકાર દ્વારા** પૂરતું રક્ષણ મેળવાય છે. માટે **શ્રી નવકારને** મહામંત્ર કહ્યો છે.





## શ્રી નવકાર મહામંત્ર એટલે!!!

- પાપરૂપી પર્વતને ભેદવા વજ્ર સમાન.
- કર્મરૂપી વનને બાળવા દાવાનળ સમાન.
- દુઃખરૂપી વાદળોને વિખેરવા પ્રચંડ પવન સમાન.
- મોહરૂપી દાવાનળને શમાવવા આષાઢી મેઘ સમાન.
- અજ્ઞાનરૂપી અંધકારને ટાળવા સૂર્ય સમાન.
- કલ્યાણરૂપ કલ્પ-વેલડીના અવંધ્ય બીજ સમાન.
- દારિદ્રયરૂપ કંદને મૂળથી ઉખેડવા વરાહની દાઢા સમાન.
- સમ્યક્ત્વ રત્નને ઉપજવા રોહણાચલ સમાન.
- ચિંતામણિ આદિ કરતાં પણ વિશિષ્ટ રીતે સર્વ કામનાઓ પૂર્ણ કરનાર.

## ૪] મહામંત્રના સાચા પરિચયની જરૂર

શાસ્ત્રોમાં આ મહામંત્રનો અપૂર્વ મહિમા ચૌદ પૂર્વોનો સાર, સકલ જિનશાસનનો સાર, આરાધનાનો પ્રાણ, હરતાં-ફરતાં, સૂતાં-બેસતાં હરઘડીએ સ્મરણ કરવા લાયક— વગેરે ઘણાં વિશેષણોથી વર્ણવ્યો છે.

જે સાંભળીને આરાધકોમાંના કેટલાક કંસારાના કબૂતરની એવા રીઢા પણ થઈ ગયા હોય છે કે— “અતિપરિચયાદવજ્ઞા” અગર “ઘરનો જોગી જોગટો, પારકો જોગી સિદ્ધ” તેમજ तुलसी कबहु न जाइये, अपने देशके गाँव। दास गया, तुलसी गया, रह्या तुलसीया नाँव। ”ની લૌકિક કહેતી મુજબ—

બીજા મંત્રો પ્રતિ લક્ષ્ય હજી ખેંચાય છે, તેને ગણવા માટે થોડું ઘણું પણ શ્રદ્ધા, એકાગ્રતા, મર્યાદા આદિનું બળ ઉમેરી શકાય છે. પણ શ્રી **મહાનિશીથસૂત્ર, શ્રી પ્રવચન સારોદ્ધાર** અને પ્રાચીન **મંત્રાક્ષર માતૃકા**ના અનેક ગ્રંથોના આધારે— સકલ મંત્ર-યંત્ર-તંત્રોની ઉત્પત્તિનું સ્થાન-અખૂટશક્તિઓના વિકાસના કેન્દ્ર સમા— **શ્રી નવકાર મહામંત્ર** ગણતી વખતે સામાન્ય પણ સ્થિરતા કે એકાગ્રતા ટકાવી શકતા નથી.

કેટલા દુઃખની અને વિચારણાની આ વાત છે?

પણ આના ઊંડાણમાં તપાસતાં તે આરાધકોથી આવી મનોદશા થવાના ઘણાં કારણો પૈકી મહત્ત્વનું એક કારણ એ

પણ જણાય છે છે કે આ મહામંત્રને જેવા યથાર્થ સ્વરૂપમાં ઓળખવો જોઈએ. જેવી આદર્શ પદ્ધતિથી આની ઉપાસના કરવી જોઈએ, તે બધું કાળ-બળ આદિના કારણે અલ્પ થવાથી એકલી શ્રદ્ધાના બળે કરાતી ક્રિયાઓ કાળાંતરે પાણી વિનાના બીજની માફક શુષ્ક થઈ રહે છે.

તેમ **શ્રી નમસ્કાર મહામંત્રને** ગણવા-આરાધવાની ક્રિયા પાછળ રહેલી શ્રદ્ધાને સજીવ રાખવા માટે જરૂરી માર્મિક-તલસ્પર્શી તેના સ્વરૂપની માહિતી, જાપ-પદ્ધતિ, આરાધના-વિધિ-વગેરે કેટલાક મૌલિક તત્ત્વોની ખામી પડી જવાથી **શ્રદ્ધાનો ક્યારો ગુરુગમથી મેળવાતા જ્ઞાનરૂપ** જળના યોગ્ય સિંચન વિના શુષ્કપ્રાય કેટલાક આરાધકોમાં થઈ જવા પામ્યો છે.

જો કે તેવી શ્રદ્ધા પણ જીવનને ઉન્નત બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. કેમકે **શ્રદ્ધા એ ક્યારો છે, ક્રિયા એ બીજ છે અને જ્ઞાન એ પાણી છે, તેથી શ્રદ્ધારૂપ ક્યારો બનેલો તૈયાર હોય તો ગમે તે વ્યક્તિ જ્ઞાનનું પાણી સીંચી દે. અને ક્રિયાના બીજને તુર્ત વિકસવાનો અવસર મળી આવે છે.**

પણ તાત્કાલિક-ફ્લની દૃષ્ટિએ અથવા વિવેકપૂર્વક આરાધનાના વ્યવસ્થિત પ્રકારની અપેક્ષાએ આવી સૂકાઈ ગયેલ ક્યારા જેવી શ્રદ્ધામાં જેટલું બને તેટલું જલ્દી સદ્ગુરુની નિશ્રાએ જ્ઞાનનું પાણી રેડી સ-જીવનતા લાવી ચાલુ આરાધનાને સફળ કરવા તૈયાર રહેવું જોઈએ.

માટે આ પુસ્તકમાં શ્રી નવકાર મહામંત્રની આરાધના કેવી રીતે કરવી? તેની શક્તિઓને જીવનમાં કેવી રીતે વિકસાવવી? વગેરેનો આછો ખ્યાલ આપવાનો શુભ સંકલ્પ છે.

卐

# શ્રી નમસ્કાર મહામંત્રની આરાધના

સામાન્યથી ઉત્તમ ગણાતી પણ દરેક ચીજ યોગ્ય રીતે અપનાવ્યા વિના યોગ્ય ફળ આપી શકતી નથી; જેમકે કલ્પવૃક્ષ, ચિંતામણિ વગેરે ઉત્તમ પદાર્થો યોગ્ય-પૂજોપચારની અને રાજા-મહારાજાદિ વ્યાવહારિક મોટા માણસો સેવા-ભક્તિની અપેક્ષા રાખે છે.

એટલે તમામ ધર્મની આરાધનાના પ્રાણરૂપ **શ્રી નમસ્કાર મહામંત્રની** આરાધના દ્વારા આત્મ-શક્તિઓને વિકસિત કરવા માટે તેને શાસ્ત્રીય-પદ્ધતિએ અપનાવવો જોઈએ.

જૈનશાસનની મર્યાદા પ્રમાણે જ્ઞાનાચારની મર્યાદાઓ પ્રમાણે ગ્રહણ કરાતું જ્ઞાન પરંપરાએ કર્મ-નિર્જરાનું પરમ ફળ આપનાર બની સમ્યક્‌જ્ઞાનરૂપ બને છે.

તેથી શ્રી **નમસ્કાર મહામંત્રને** જ્ઞાનાચારની પવિત્ર મર્યાદાઓને ધ્યાનમાં રાખી ગુરુમુખે ગ્રહણ કરી વિધિપૂર્વક તેના જાપ આદિમાં પ્રવૃત્તિ કરવાથી આત્મ-શક્તિઓનો શીઘ્ર વિકાસ થાય છે.

વળી **શ્રી મહાનિશીથઆદિ** આગમોમાં જ્ઞાનાચારની પવિત્ર મર્યાદાઓ (ઉપધાન-વહન આદિ)નું મહત્ત્વ શ્રુતજ્ઞાન મેળવવા માટે ઘણી રીતે વર્ણવ્યું છે.

ટૂંકમાં **શ્રીનવકાર મહામંત્રને** યોગ્ય રીતે અપનાવવા માટે શાસ્ત્રકાર ભગવન્તોએ શાસ્ત્રોમાં ત્રણ માર્ગ બતાવ્યા છે.

*** શ્રી પંચ મંગલ મહાશ્રુતસ્કંધના (૧૮ દિવસનાં) ઉપધાન વહન કરવાં.**

*** વીશ દિવસ આંબિલ કરી રોજના પાંચ હજાર (સફેદ ફૂલથી) જાપ કરવો.**

*** નવ દિવસ એકાસણા કરી શ્રી નવકાર મહામંત્ર લઘુતપની આરાધના કરવી.**

સામાન્યથી વિચારતાં આ ત્રણને **શ્રી નવકાર મહામંત્રની** ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય આરાધના ગણી શકાય.

આ પુસ્તકમાં જઘન્યથી **શ્રી નવકાર-મહામંત્રની** આરાધના રૂપ **શ્રી નવકાર લઘુતપ** (કે જેને આ-બાલ-ગોપાલ બધા આચરી શકે)ની શાસ્ત્રીય-પદ્ધતિપૂર્વક આરાધના સંબંધી વિચાર કરવાનો સંકલ્પ છે.

સહુ ધર્મપ્રેમી આરાધક-આત્માઓ આ રીતે **શ્રી નવકાર મહામંત્રની** શક્તિઓને યથાયોગ્ય વિકસિત થવા માટેની મૌલિક ભૂમિકાનું સંપાદન કરે એ જ શુભ કામના છે.

## શ્રી નમસ્કારમહામંત્ર મહિમા

किं एस महारयणं? किं वा चिंतामणि व्व णवकारो ।
किं कप्पद्दुमसरिसो? ण हु! ण हु! ताणं वि अहिययरो!!!॥

"પરમેષ્ઠી નમસ્કાર એ શું મહારત્ન છે? અથવા ચિંતામણી સમાન છે? અથવા કલ્પવૃક્ષ સમાન છે? નહીં! નહીં! એ તો તે સૌથી પણ અધિકતર છે. ચિંતામણીરત્ન અને કલ્પતરૂ વગેરે એકજ જન્મમાં સુખના હેતુ છે જ્યારે શ્રેષ્ઠ એવો નવકાર તો સ્વર્ગાપવર્ગને આપનારો છે."



## શ્રી નમસ્કારમહામંત્રની ઉત્તમતા

- "**પરમેષ્ઠી નમસ્કાર**" એ ગુણ-રાગનું પ્રતીક છે. એનાથી ગુણ-રાગ ન હોય તો જાગે છે, અને હોય તો વધે છે.
- અંતરાત્મ-ભાવને લાવનાર, તેને ટકાવનાર, વધારનાર અને છેવટે પરમાત્મ-ભાવ સુધી પહોંચાડનાર "**પરમેષ્ઠી નમસ્કાર**" છે.
- માર્ગાનુસારીની ભૂમિકાથી માંડી સર્વ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિધર અને સર્વવિરતિધર જીવોનું "**પરમેષ્ઠી નમસ્કાર**" એ પરમ આવશ્યક કર્તવ્ય રૂપ છે.

卐

दिवा रात्रौ सुखे दुःखे, शोके हर्षे गृहे बहिः ।
क्षुधि तृप्तौ गमे स्थाने ध्यातव्याः परमेष्ठिनः ॥

**ભાવાર્થ** :— દિવસે કે રાત્રે, સુખમાં કે દુઃખમાં, શોકમાં કે હર્ષમાં, ઘેર કે બહાર, ભૂખમાં કે તૃપ્તિમાં, જવામાં કે રહેવામાં પરમેષ્ઠીઓનું ધ્યાન ધરવું જોઈએ.

મનનું ત્રાણ કરે તે મંત્ર. અશુભ વિકલ્પોથી મનને દૂર રાખી શુભ વિકલ્પો ઉપજાવવાની શક્તિ શ્રી નવકારમાં અદ્ભુત છે. તેથી તે મહામંત્ર છે.



અનેક પ્રાચીન હસ્તલિખિત પ્રતો, તપાવલી, શ્રી આચારદિનકર આદિ અનેક આચાર-ગ્રંથો તેમજ જાપ-ધ્યાન બલે ઉપજેલ મૌલિક-સંવેદનાદિ-બલે સંકલિત

# શ્રી નમસ્કાર મહામંત્ર (લઘુ) તપ વિધિ

## પૂર્વ તૈયારી :—

મંગલ-દિને મંગલ-મુહૂર્તે (કૃષ્ણપક્ષની તેરશથી સુદ બીજ સુધીના દિવસોમાં) પૂર્વદિશાએ જ્ઞાનની સ્થાપના સાથે "**શ્રીનમસ્કાર મહામંત્ર આરાધના મંદિર**"ની ભવ્ય રચના કરવી.

ત્રણ છોડ (ચંદરવા) બાંધી વચ્ચે સિંહાસનમાં * શ્રીપાર્શ્વનાથપ્રભુની ભવ્ય + પ્રતિમા(પાષાણની અગર ધાતુની) પધરાવવી.

---

* શ્રીપાર્શ્વનાથપ્રભુની મૂર્તિનો સંયોગ અનુકૂળ ન હોય તો પ્રભુમહાવીરદેવ, શ્રીશાંતિનાથપ્રભુ, શ્રીનેમિનાથપ્રભુ શ્રઋષભદેવપ્રભુ (ક્રમસર = એક ન મળે તો બીજા)ની પ્રતિમા પધરાવી શકાય.

+ પ્રતિમાજી ૯ ઇંચના ઓછામાં ઓછા હોવા જોઇએ, વધારે હોય તો વાંધો નહિં, પંચતીર્થી હોય તો અત્યુત્તમ, પણ તેમાં અંદરની મૂળ પ્રતિમા ૯ ઇંચથી નાની ન જોઇએ.

પ્રભુજીની જમણી બાજુ **શ્રીમહાનિશીથસૂત્ર** અને ડાબી બાજુ **શ્રીભગવતીસૂત્ર** પધરાવવું.

આની આગળ ચોરસ ( ચાર ખૂણે વાંસડા વગેરે ઊભા કરી) માંડવો રેશમી વસ્ત્રો–સાડી વગેરેથી બનાવી સન્મુખ અને બંને પડખે કમાન–તોરણ બનાવી, મધ્ય ભાગે ચંદરવો બાંધી, ઉચ્ચ આસન પર **શ્રીનવકાર–મહામંત્ર મહિમાનો પટ** પધરાવવો, તેની આગળ श्रीनमस्कार–माहात्म्यम् ( શ્રીસિદ્ધસેનાચાર્યકૃત ) તથા પૂ. ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારકશ્રીની સંપાદિત श्रीनमस्कारमाहात्म्यम्-ની પ્રત પધરાવવી.

માંડવામાં શ્રીનવકાર–મહામંત્રના અપૂર્વ માહાત્મ્ય અને માર્મિક–સ્વરૂપને પ્રતિપાદન કરનારા નીચે મુજબના આગમો–ગ્રંથો અને પુસ્તકો ( જેટલા શકય હોય તેટલા–પણ નીચે લીટી કરેલ ગ્રંથો ખાસ ) પધરાવવા.

### આગમો

- શ્રી આવશ્યકનિર્યુક્તિ (મૂળ)
- શ્રી <u>વિશેષાવશ્યક</u> ભાષ્ય (ભા. ૧ થી ૮)
- <u>શ્રી આવશ્યકસૂત્ર ચૂર્ણિ</u> ( ભા. ૧–૨ )
- <u>શ્રી આવશ્યકસૂત્ર</u> હારિ. વૃત્તિ ( ભા. ૧–૨–૩ )
- શ્રી આવશ્યકસૂત્ર મલય વૃત્તિ ( ભા. ૧–૨–૩ )
- શ્રી ઉપાસકદશાંગસૂત્ર
- શ્રી પ્રકીર્ણકદશક
- <u>શ્રી વ્યવહારસૂત્ર</u>
- શ્રી ઓઘનિર્યુક્તિ
- શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર
- શ્રી દશવૈકાલિકસૂત્ર આદિ

### સિદ્ધાન્ત ગ્રંથો

- <u>શ્રી શ્રાદ્ધદિનકૃત્યસૂત્ર</u> (ભા. ૧–૨ )
- <u>શ્રી ચૈત્યવન્દન ભાષ્ય ટીકા</u>
- <u>શ્રી પ્રવચનસારોદ્ધાર</u> ( ભા. ૧–૨ )
- શ્રી પંચપરમેષ્ઠિગુણમાલા
- <u>શ્રી યોગશાસ્ત્ર–સટીક</u>

* શ્રી આચારદિનકર ભા. ૧-૨
* શ્રી નમસ્કાર પટલ
* શ્રી નમસ્કારાવલિકા
* શ્રી નમસ્કારમહામંત્રપંજિકા
* શ્રી ,, ,, બાલાવબોધ
* શ્રી નમસ્કારમાહાત્મ્યમ્ (શ્રી સિદ્ધસેનાચાર્ય કૃત)
* શ્રી નમસ્કારસ્તવસ્વોપજ્ઞવૃત્તિ આદિ
* શ્રી નમસ્કારસ્વાધ્યાય પ્રાકૃત સંસ્કૃત

## પ્રકીર્ણ ગ્રંથો

* શ્રી ઉપસર્ગ હરસ્તોત્રવૃત્તિ
* શ્રી અનેકાર્થ રત્ન મંજૂષા
* શ્રી ઉપદેશસાર ગ્રંથ
* શ્રી વિધિમાર્ગપ્રપા
* શ્રી કહારયણકોસો
* શ્રી ઉપદેશપ્રસાદ (ભા ૧-૨-૩-૪)
* શ્રી ઉપદેશપદ (ભા. ૧-૨)
* શ્રી સુકૃતસાગર (પેથડચરિત્ર)
* શ્રીચંદ્રકેવલી ચરિત્ર
* શ્રી સુદંસણાચરિયં
* શ્રી પરિશિષ્ટ પર્વ આદિ...

આ સિવાય શ્રી **નમસ્કારમહામંત્ર**ના મહિમાને સૂચવનાર તેમજ તેની લોકોત્તરતા જણાવનાર વિવિધ સુંદર નાના-મોટા સુવચનોના લખાણો તથા આરાધનાને લગતા ભાવવાહી સુંદર ચિત્રો-પટો વગેરેથી આરાધનાના ભાવોલ્લાસને અપૂર્વ રીતે પ્રગટાવનારૂં સુંદર વાતાવરણ તૈયાર કરવું

આ ઉપરાંત **શ્રી નવકાર મહામંત્ર**ને શાસ્ત્રીય-રીતે સમજવા માટે જરૂરી અર્વાચીન સાહિત્યને પણ એક બાજુ પધરાવવું, કે જેને આરાધક આત્માઓ અવસરે વાંચી પોતાની આરાધનાને વધુ નિર્મલ અને ભાવવાહી બનાવી શકે.

**શ્રી નવકાર મહામંત્રને લગતું અર્વાચીન સાહિત્ય**

૧ શ્રી મન્ત્રરાજ ગુણકલ્પ મહોદધિ (બીકાનેરના જૈનેતર વિદ્વાને પ્રાચીન જૈનાચાર્યની ટીકાના આધારે લખેલ છે.)

૨ **શ્રી દેશનાનંદસુધાસિંધુ ભા. ૧** (પૂ. આગમોદ્ધારકશ્રીના ભગવતીજી સૂત્રની શાસ્ત્ર–પ્રસ્તાવનાનાં જામનગરના ૧૦૮ વ્યાખ્યાનો)
૩ **શ્રી આગમોદ્ધારક દેશના સમુચ્ચય** (પૂ. આગમોદ્ધારકશ્રીજીના પાલીતાણાના શ્રી ભગવતીજી–સૂત્રના વ્યાખ્યાનો)
૪ **શ્રી સિદ્ધચક્રની ફાઈલો વર્ષ ૧ થી ૯ સુધીની**
૫ **શ્રી નમસ્કાર મહામંત્ર** (પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી મ)
૬ **મંગલમંત્ર ણમોક્કાર** (પં. નેમિચંદજી શાસ્ત્રી.)
૭ શ્રી નમસ્કાર મહામંત્ર (હરિસત્ય ભટ્ટાચાર્યજી)
૮ શ્રી નમસ્કાર મહામંત્ર (પૂ. પં શ્રી ચરણવિજયજી મ.)
૯ **પરમેષ્ઠિનમસ્કાર** (પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી મ.)
૧૦ શ્રી નમસ્કાર નિષ્ઠા (મફતલાલ સંઘવી)
૧૧ શ્રી નવકારની સાધના ”
૧૨ અપૂર્વ નમસ્કાર ”
૧૩ વિશ્વપ્રાણ શ્રી નવકાર ”
૧૪ ધર્મચક્ર માસિકની બે વર્ષની ફાઈલો
૧૫ “અમીધારા” માસિકના અંકોની ફાઈલ
૧૬ શ્રી નમસ્કાર મહામંત્રનું વિજ્ઞાન (કાંતિલાલ શાહ “કિરણ”)
૧૭ શ્રી નમસ્કાર મહામંત્રનું દર્શન ”
૧૮ મંત્રાધિરાજ (વસંતલાલ K. શાહ)
૧૯ મહામંત્રની આરાધના (પૂ. મુનિશ્રી કુંદકુંદ વિ મ.)
૨૦ પંચપરમેષ્ઠી નમસ્કારમંત્ર (પૂ. પં. ચરણ વિ. મ.)
૨૧ મંગલ જ્યોત (પૂ. પં. શ્રી અભયસાગર મ)
૨૨ મહામંત્રનાં અજવાળાં ”
૨૩ શ્રી નમસ્કાર રસગંગા (પૂ. ભદ્રગુપ્ત વિ. મ.)
૨૪ અખંડ જ્યોત (પૂ. પં. શ્રી અભયસાગરજી મ.)
૨૫ અચિંત્ય ચિંતામણિ ”
૨૬ અંતર જ્યોત (પૂ મુનિશ્રી રવીન્દ્રસાગર મ.)
૨૭ અનુપ્રેક્ષા ભા. ૧–૨–૩ (પૂ. પં. ભદ્રંકર વિ. મ.)

## પ્રારંભિક વિધિ :–

- ૦ સામુદાયિક સ્નાત્ર–અષ્ટપ્રકારી પૂજા
- ૦ અખંડ દીપક સ્થાપન
- ૦ મંગલકુંભ સ્થાપના
- ૦ વ્યાખ્યાનશ્રવણ
- ૦ શ્રી પાર્શ્વનાથ પ્રભુજી અને શ્રી મહાનિશીથ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્ર આદિની પધરામણી.
- ૦ અખંડ–જાપના પટની પધરામણી
- ૦ અક્ષતપાત્રની પધરામણી
- ૦ અખંડ–જાપનો પ્રારંભ

### સામુદાયિક સ્નાત્ર–અષ્ટપ્રકારી પૂજા

શ્રી નવકાર–મહામંત્રનો લઘુ તપ શરૂ થાય તે દિવસે સવારે ૭ા વાગે તપમાં જોડાનારા સહુએ સામુદાયિક સ્નાત્ર **શ્રી નમસ્કાર–મહામંત્ર આરાધનામંદિરની** આગળ બીજા ત્રિગડામાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની નાની ચોવીશી કે પંચતીર્થી પધરાવી ભણાવવું. પછી અષ્ટપ્રકારી પૂજા કરવી.

### અખંડ દીપક સ્થાપન

પછી **શ્રી નમસ્કાર–મહામંત્ર આરાધના–મંદિરમાં** પ્રભુજીની જમણી બાજુ શુદ્ધ ભૂમિએ પવિત્ર ગોમય (ગાયનું દૂધ–દહીં–ઘી–મૂત્ર મિશ્રિત ગોબર) પંચકથી લીંપી ૨૭ નવકાર ગણી, જલમિશ્રિત કરેલ કંકુથી શ્રી નવકારનું પ્રતીક બનાવી, તેને કુસુમાંજલિથી ત્રણ નવકાર ગણવાપૂર્વક વધાવી ઉચ્ચ–શ્વાસે સાત નવકાર સાથે ગોમય–

પંચકના પિંડને (શરાવલું ઉપર આવી શકે તે રીતે) પધરાવવો.

પછી તાંબાનું દીપપાત્ર (શરાવલું) સવા શેર ઘી માય તેવું જીભવાળું ધોઈ, ધૂપી, કંકુથી તેમાં પ્રતીક કરી કુસુમાંજલિ અને ચોખાથી ત્રણ નવકાર ગણી વધાવી, સોપારી એક, રૂપિયો સવા, પંચરત્નની પોટલી એક, હાથમાં રાખી ૭ નવકાર અને " ॐ ह्रॉं क्लीँ अर्हँ णमो जिणाण जियभयाणं " ત્રણ વખત ગણી સોપારી વગેરે શરાવલામાં પધરાવવું. પછી મીંઢલ–મરડાશીંગી-વાળી નાડાછડી હાથમાં રાખી ત્રણ નવકાર અને સાત વાર " ॐ ह्रॉं अरिहंत सिद्धायारय उवज्झाय मव्वसाहू " ગણી દીપક પધરાવનારના હાથે તથા શરાવલાને ઉચ્ચ શ્વાસે એક નવકાર ગણી બાંધે.

પછી ૯ તારની દીવેટને અને ઘૃતપાત્ર પર નવકાર 'चत्तारि–मंगलं.' ગણી દીવેટને શરાવલામાં પધરાવી ૯ નવકાર ગણવાપૂર્વક અખંડ–ધારાથી ઘૃત–પૂરણ કરે, તે વખતે ક્રિયાકારક નીચેનો શ્લોક બોલી ૨૭ ડંકા થાળીના વગાડે.

" ॐ घृतं मायुर्वृद्धिकरं, भवति परं जैन दृष्टसम्पर्कात् ।
तत्संयुक्तः प्रदीपः पातु मदा मावदुःखेभ्यः स्वाहा ॥

પછી ધૂપથી ચાલુ દીવામાંથી જ્યોતિ લઈ મનમાં ૧૧ નવકાર ગણી દીવો પ્રકટાવવો. તે વખતે ક્રિયાકારક નીચેનો શ્લોક બોલી ૭×૩=૨૧ ડંકા વગાડે.

" ॐ अर्हँ पञ्चज्ञानमहाज्योतिर्मयाय ध्वान्तघातिने ।
द्योतनाय प्रतिमाया दीपो भूयात् सदाऽर्हते "

પછી પ્રગટ થયેલ દીપકને સાચવીને થાળીમાં પધરાવીને ૨૭×૪=૧૦૮ ડંકા વગાડવા સાથે ત્રણ પ્રદક્ષિણા દઈ સ્થાપનાની

જમણી બાજુએ આરાધનામંદિરમાં પ્રથમ પધરાવેલ ગોમય-પંચકના પિંડ પર સાચવીને દીપકને સ્થિર કરી પધરાવે.

દર પ્રદક્ષિણામાં દીપક પધરાવનાર ત્રણ નવકાર અને ક્રિયા-કારક નવ વાર [1]મૂળ-મંત્રનો જાપ કરે પછી દીપક પધરાવનાર અને ક્રિયાકારક અભિમંત્રિત વાસક્ષેપ લઈ ત્રણ નવકાર અને નીચેનો મંત્ર ઉદ્‌ઘોષણાના સ્વરે બોલી (શક્ય હોય તો બધાને બોલાવી) વાસક્ષેપ દીપકની આજુબાજુ નાંખવો. પછી પરમેષ્ઠીમુદ્રા-અને શંખમુદ્રા દર્શાવવી.

ॐ पृथिव्य-प्-तेजो-वायु-वनस्पति-त्रसकायाः एक-द्वि-त्रि-चतु-ष्पञ्चेन्द्रियाः तिर्यङ्-मनुष्य-नारक-देवगतिगताः चतुर्दशरज्ज्वात्मकलोकाकाशनिवासिनः इह जिनार्चने कृतानुमोदनाःसन्तु, निष्पापाः सन्तु, निरपायाः सन्तु, सुखिनः सन्तु, प्राप्तकामाः सन्तु, मुक्ताः सन्तु, बोधमाप्नुवन्तु हूँ ह्रीँ श्रीँ क्लीँ वषट् ॐ ह्रूँ नमः स्वाहा ”

આ રીતે અખંડ-દીપકની સ્થાપના કરવી.

## મંગલકુંભ સ્થાપન વિધિઃ-

અષ્ટમંગલ ચિતરેલો શુદ્ધ ઘડો લઈ, તેને પસલીમાં રાખી, ત્રણ નવકાર ગણી જલમિશ્રિત કરેલ, કંકુથી ઉપરના ભાગે ત્રણ બાજુ શ્રી નવકારના ત્રણ પ્રતીક (તે તે પદોના સ્મરણ સાથે) કરવા, પછી ૧૦૮ તારવાળી નાડાછડી, ૨૭ નવકાર અને ૯ પશ્ચાનુપૂર્વી નવકાર ગણીને ગ્રીવાસૂત્ર તરીકે તે ઘડાના કંઠસ્થાને બાંધવી.

પછી પાસેજેની સ્થાપના કરાવવાની હોય તેને સજોડે (સપત્નીક) ઊભા રાખી તેમના હાથમાં ૧૧ રૂપિયો, સોપારી, ૧૦૮ નવકાર ગણેલ ચોખાના અખંડ ૧૦૮ દાણા (એક એક દાણા ઉપર એક

---

૧. મૂળ મંત્ર માટે જુઓ પરિ. ૪ થું.

નવકાર ( આખો ) ગણીને તૈયાર કરી રાખેલ )ની પડીકી અં કુસુમાંજલિ આપી ઉચ્ચ સ્વરે ૭ નવકાર, ૩ ઉવસગ્ગહરં "चत्तारि मंगलं." ( આખું ) બોલી ઘડામાં પધરાવવું, બાદ વાસક્ષેપ શ્રી નવકારના મૂલ મંત્રના જાપ સાથે ત્રણ વાર કરવો.

પછી ક્રિયાકારક શ્રી આરાધનામંદિરની સન્મુખ ઊભા રહી સ્થાપનાકારક બંને સ્ત્રી–પુરુષને પોતાની બંને પડખે ( સામસામા ) ઊભા રાખી પરસ્પર આંગળાં ભીડાવી, તે બંનેની પસલી વચ્ચે કંકુથી પ્રતીક કરી, ઘડાને પધરાવી, [1]શુદ્ધ જલની અખંડ ધારા શરૂ કરી મધુર–ગંભીર–ઉચ્ચ સ્વરથી ત્રણ નવકાર [2]चत्तारि मंगलं. ( સંપૂર્ણ ) સૂત્ર ત્રણ વખત બોલી [3]श्री अरिहाणादि* स्तोत्र અને નીચેની ત્રણ ગાથાઓ ત્રણવાર બોલવી.

एसो मंगलनिलओ, भवविलओ सयलसंघसुहजणओ ।
नवकारपरममंतो, चिंतियमित्तो सुहं देइ ॥१॥
हरइ दुहं कुणइ सुहं, जणइ जसं सोसए भवसमुद्दं ।
इहलोय–परलोय–सुहाण मूलं णमुक्कारो ॥२॥
जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो ।
णमुक्कारो जस्स मणे, संसारो तस्स किं कुणइ ? ॥३॥

પછી उपसर्गाः क्षयं यान्ति અને सर्वमङ्गलमाङ्गल्यं. બોલી મંગલકુંભને સંપૂર્ણ ભરી ૨૭ તારની નાડાછડીના ત્રણ આંટા

---

૧–૨–૩ આ માટે જુઓ પરિશિષ્ટ ૪ થું.

* આ સ્તોત્ર અંતિમ દશપૂર્વધર, જન્મજાત વૈરાગી બાલદીક્ષિત, લબ્ધિસંપન્ન પૂ. શ્રી વજ્રસ્વામીજી મહારાજના દીક્ષાગુરુ પૂ.આ. શ્રી ભદ્રગુપ્ત સૂરીશ્વરજી મ.નું રચેલ અતિ પ્રાચીન હૃદયગમ, ભાવવાહી અને શ્રી નમસ્કાર મહામંત્રના અપૂર્વ મહિમાને જણાવનારું અને આચારદિનકર આદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે.

(એકેક નવકાર ગણવા સાથે) વાળું શ્રીફળ ઊર્ધ્વશ્વાસે ૫ નવકાર ગણી કુંભ ઉપર પધરાવવું. તેના પર પંચપટું, લાલ કે લીલું કપડું (૧ા હાથ સમચોરસ–ચાર ખૂણે અને મધ્યભાગે પ્રતીક-સહિત સ્વસ્તિકવાળું) ઢાંકી ૧૦૮ તારની ૧૧ વેંત લાંબી નાડાછડીથી ૧૧ નવકાર ગણવા સાથે બાંધવું. ઉપર વરખ છાપી કેશરનાં છાંટણાં નાંખી ફૂલનો હાર ચઢાવવો, ક્રિયાકારક [૧]"અનુલોમ–પ્રતિલોમ કરણરીતિએ ત્રણ નવકાર ગણી મૂલમંત્રના જાપ સાથે વાસક્ષેપ કરે.

પછી સ્ત્રી–પુરુષ બન્ને પરસ્પર હાથના ભીડાવેલ આંગળામાં ઘડાને પધરાવી **આરાધનામંદિર**ની આસપાસ (તે શકય ન હોય તો સ્નાત્રના ત્રિગડાની આસપાસ) પ્રદક્ષિણા દઈ **આરાધના-મંદિર**માં પ્રભુજીની ડાબી બાજુ પંચામૃત અને મંગલકુંભના વધેલ મંગલજળથી પવિત્ર કરેલ શુદ્ધ ભૂમિને ગાયના ગોબરથી લીપી કંકુથી શ્રી નવકારનું પ્રતીક કરી ૧ા શેર શુદ્ધ અખંડ ચોખાની ઊંડી ખાડાવાળી ઢગલી કરી ઉચ્ચ શ્વાસે નવ નવકાર ગણી થાળી–વેલણ ૧૦૮ (૨૭ ચાર વખત) વગાડવા અને જયનાદ સાથે પધરાવવો. પછી ક્રિયાકારકે ૧૦૮ ડંકા સાથે ત્રણ નવકાર અને એક પશ્ચાનુપૂર્વી નવકાર તથા ત્રણ નવકાર ગણી વાસક્ષેપ કરવો.

રોજ આ **મંગલકુંભ** પાસે ત્રિકાલ ૨૭ નવકાર ધૂપ–દીપ સાથે ગણી સોનવાણીજલ ચારે બાજુ છાંટવું, રોજ કેશરનાં છાંટણાં કરવાં, અને નવી તાજી ફૂલની માળા ચઢાવવી અને ત્રણ નવકાર ગણી વાસક્ષેપ કરવો.

---

૧ આ માટે જુઓ પાછળ પરિશિષ્ટ ૪ થું.

**વ્યાખ્યાન-શ્રવણ :—**

આ પ્રમાણે **મંગલકુંભની** સ્થાપના થયા પછી સહુએ વ્યાખ્યાનમાં **શ્રી નવકારમહામંત્રનો** તપ શા માટે? પાંચ પ્રકારના યોગમાં વર્ણયોગની સાધનાથી આત્મ-શક્તિઓ કેવી રીતે ખીલે છે? અને શ્રીનવકારમહામંત્રના સાચા આરાધક બનવા માટેની જપ અને તપના સુમેળની ભવ્યતા વીતરાગની આજ્ઞાના ખપથી કેવી રીતે દીપી ઉઠે છે? વગેરે મહત્ત્વની બાબતો નવ દિવસની આરાધના દ્વારા જીવનની કાયાપલટ કરી નાખવાના શુભ આશયને કેળવવા માટે ધ્યાનપૂર્વક સાંભળવી.

## શ્રી પાર્શ્વનાથપ્રભુ અને આગમો આદિની પધરામણી

વ્યાખ્યાન પૂરું થાય કે તુર્ત ગાજતે-વાજતે ભવ્ય સન્માનપૂર્વક **પાર્શ્વનાથપ્રભુના** બિંબને **શ્રી આરાધના-મંદિરમાં** મૂળનાયક તરીકે પરોણારૂપે પધરાવવા, પધરાવનારે સાત નવકાર, ૩ ઉવસગ્ગહરં અને चत्तारि मंगलं ० મનમાં ગણવું. ક્રિયાકારકે ૧૧ નવકાર, ૨ પશ્ચાનુપૂર્વી નવકાર, ૩ ॐ नमः पार्श्वनाथाय० (ચૈત્યવંદન-સ્તોત્ર) ભણી મૂલમંત્રના સાત વાર જાપથી વાસક્ષેપ કરવો, પછી પ્રભુજીની જમણી બાજુ **શ્રી મહાનિશીથસૂત્ર** અને ડાબી બાજુ **શ્રી ભગવતીજીસૂત્ર** ૭ નવકાર ગણી પધરાવવું. ત્રણ નવકારથી ક્રિયાકારકે વાસક્ષેપ કરવો.

પછી માંડવાના મધ્યભાગે **શ્રી નવકારમહામંત્રનો** પટ અને તેની આગળ **શ્રી નમસ્કારમાહાત્મ્યની** પ્રત ૨૧ નવકાર ગણવા સાથે પધરાવી બાકીના બધા આગમો, ગ્રંથો અને પુસ્તકો ત્રણ ત્રણ નવકાર ગણીને પધરાવવા અને એક નવકાર ગણી વાસક્ષેપ કરવો.

## શ્રી નવકાર લઘુતપમાં અભિમંત્રિત અક્ષતોને સંગ્રહવા માટે અક્ષતપાત્ર સ્થાપના

શ્રીનવકારમહામંત્રના આરાધના–મંદિરમાં પ્રભુજી, અખંડ–દીપક, મંગલ–કુંભ અને આગમો આદિની મંગલ સ્થાપના પછી શ્રીનવકારમહામંત્રના દિવ્ય–શક્તિનિધાન વર્ણોની શક્તિના સંવેદન માટે રોજની સામુદાયિક વિધિમાં છેલ્લે કરાવવામાં આવતી માંત્રિક–વિધિથી અભિમંત્રિત અક્ષત–ચોખાના દાણાઓને નવ દિવસ ચાંદી કે જર્મનના હાંડામાં સંગૃહિત રાખવા માટે **અક્ષતપાત્ર** પધરાવવાનું ખાસ મહત્ત્વ છે.

તે માટે આરાધક પુરુષો તથા સ્ત્રીઓના અભિમંત્રિત અક્ષત જુદા રાખવા માટે ચાંદી કે જર્મનના બે હાંડા શુદ્ધ–પવિત્ર–માંજી ધૂપીને તૈયાર રાખવા, તેના પર મુકવા શ્રીફળ અને (પુરુષો માટે) પીળા (સ્ત્રીઓ માટે) શ્વેત રેશમી રૂમાલ અને ૭ અને ૯ વેંતની નાડાછડીના બે ટુકડા તૈયાર રાખવા.

આગમોની પધરામણી પછી ઘીના ચઢાવા બોલીને ચતુર્થ વ્રતધારી પુણ્યાત્માના શુભ હસ્તે મંગળ–વેળાએ ક્રિયાકારકના ૭ મૂળમંત્રના અભિમંત્રણ સાથેના વાસક્ષેપ સાથે સવા રૂપિયો, ત્રણ મુઠી પંચ ધાન્ય, (૪૧ નવકાર, ૨૭ પશ્ચાનુપૂર્વી નવકાર, ૨૧ ઉવસગ્ગહરં ગણેલ) ૭ સોપારી, ૨૧ સાકરના ગાંગડા (દરેક પર ૩ નવકાર, ૧ ઉવસગ્ગહરં ગણીને તૈયાર કરવું) ૩ મૂળમંત્ર અને ૭ નવકાર અને ૨૭ × ૪ = ૧૦૮ થાળીના ડંકા સાથે ઘડામાં પધરાવવું, કંકુથી પ્રતીકનું આલેખન ભૂમિ પર કરી તેના પર

વર્ધમાન-વિદ્યાનો કે ગણિમંત્રનો વાસક્ષેપ ૩ નવકાર ગણી નાખી ૧૧ શેર ચોખાની ઢગલી ૭ નવકાર ગણી ઉચ્ચ શ્વાસે નવકાર ગણવા સાથે ૭×૩=૨૧ થાળીના ડંકા સાથે તે બન્ને હાંડા પધરાવવા.

બાદ ક્રિયાકારક ૩ નવકાર અને નીચેની ત્રણ ગાથાઓ બોલી બધાને ૭ નવકાર મનમાં ગણવાનું કહે, પછી ૨૭ × ૪ = ૧૦૮ થાળીના ડંકા વગાડવા.



## શ્રીનમસ્કારમહામંત્રના માર્મિક સ્વરૂપને જણાવનાર ચાર નામો

૧ આગમિક=શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ (સચૂલિક):—
આ નામ શ્રીમહાનિશીથસૂત્ર આદિ આગમોમાં સૂચવાયેલ છે.

૨ સૈદ્ધાન્તિક=શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારમહામંત્ર :—
શ્રીનમસ્કાર-મહામંત્રના મહિમાને સૂચવનારા ગ્રંથોમાં શ્રીનવકારના અદ્ભુત સ્વરૂપને જણાવનાર આ નામનો ઉલ્લેખ છે.

૩ વ્યાવહારિક=શ્રી નમસ્કાર મહામંત્ર :—
આરાધકોના હૈયામાંથી પરમેષ્ઠી પ્રત્યે સુદૃઢ ગુણાનુરાગના બળે જન્મેલું આ નામ આરાધકોની દુનિયામાં પ્રસિદ્ધિ પામેલું છે.

૪ રૂઢ=નવકારમંત્ર :—
આ નામ સામાન્યથી આ-બાલ-ગોપાલ લોકજીભે ચઢેલ છે.



ગુણપ્રધાન દૃષ્ટિએ પ્રતીકસ્થાપનરૂપ તે તે પદોની વિશિષ્ટકલ્પનારૂપ
ભાવવાહી




**શ્રી નમસ્કાર-મહામંત્રનું ભવ્ય ચિત્ર**

# શ્રીનવકાર મહામંત્રના અખંડ જાપ માટે પટની પધરામણી

**શ્રી નવકારમહામંત્રના** લઘુતપની આરાધના દ્વારા આત્મ-શક્તિઓને વ્યવસ્થિત રીતે વિકસિત કરવા માટે નવ દિવસનો અખંડ ( ૨૪ કલાક ) જાપ પણ હોવો જરૂરી છે, તેનાથી આરાધક ભાવની પ્રબળતાવાળું વાતાવરણ શુદ્ધ બને છે.

તેમાં **શ્રીનવકારમહામંત્રનો** તપ કરનારે એક કલાક અવશ્ય જાપ માટે આપવો જ જોઈએ, તે ઉપરાંત તપ ન કરતા હોય તેવા ભાઈઓ ( દિવસે બહેનો પણ ) પોતાને અનુકૂળ હોય તે સમયે આવી શુદ્ધ વસ્ત્રથી એક કલાક જાપમાં જોડાઈ શકે. તેઓએ ( ૯ દિવસ માટે ) બીડી, સીગારેટ, તમાકુ અને રાત્રિ ભોજનનો ત્યાગ તેમજ પ્રભુપૂજા આટલું પાળવું જોઈએ.

દિવસ–રાતના મળી ૨૪ કલાક થાય, તેમાં દર કલાકે ઓછામાં ઓછા બે જણા જાપમાં બેસવા જોઈએ, તેથી ૨૪×૨=૪૮, અને ૭ માણસો (ઓછામાં ઓછા) વધારાના નક્કી કરી રાખવા, જેથી કોઈ કારણસર કોઈ ન આવી પહોંચે તો જાપની અખંડતા જાળવી રાખવા માટે બેસાડી શકાય. આમ ૫૪ (માણસો તપ કરનારા કે છૂટક આરાધકોના નામ નોંધીને **આરાધના–મંદિરમાં** ડાબી બાજુ ( અખંડ દીપકના આગળના ભાગે ) સુંદર–શુદ્ધ–શાસ્ત્રીય પદ્ધતિથી આલેખાયેલ **શ્રી નવકારમહામંત્રનો** પટ ૨૭ નવકાર અને ૩ चत्तारि मगलं० ગણી મૂલમંત્રના ૨૧ જાપ સાથે વાસક્ષેપ કરી પધરાવવો, અને **આરાધના મંદિરમાં** બધા આગમો વગેરે પધરાઈ જાય કે તુર્ત જ બે આરાધકોએ **શ્રી નવકાર મહામંત્રનો** જાપ ચાલુ કરવો.

## જાપ માટે જરૂરી સૂચનાઓ

૦ જાપ કરનારનાં બે કટાસણાં ૮૧ નવકાર ગણી મંત્રી રાખવાં તેના પર જ બેસીને જાપ કરવો, નવ દિવસ સુધી તે કટાસણાં ત્યાં જ સ્થિર રાખવાં.

૦ દરેકને એક કલાકથી વધારે સમય લાગટ જાપ ન કરવા દેવો.

૦ જાપ પણ માલા—મંત્રથી પ્રતિષ્ઠિત અને મહામંત્રના વાસક્ષેપથી મંત્રિત માળાથી કરવો.

૦ તે જ મંત્રિત માલા વારાફરતી દરેક જાપના સમયવાળાને આપવી.

૦ જાપમાં ફક્ત શ્રી નમસ્કારમહામંત્ર જ (સંપૂર્ણ નવપદ અને અડસઠ અક્ષર) ઉચ્ચાર—શુદ્ધિના ધ્યાનપૂર્વક ગણવો.

卐

### ગુણગિરૂઓ નવકાર

અડ સંપય નવ પય સહિત,
ઇગસટ્ઠ લઘુ અક્ખર ।
ગુરૂ અક્ખર સત્તેવ ઈહ,
જાણો પરમક્ખર ॥
તિત્થંકર ગણહર ભણિય,
ચૌદહ પૂરવ સાર ।
ઈણ ગુણ અંત ન કો લહે,
ગુણ ગિરૂઓ નવકાર ॥

—વૃદ્ધ નમસ્કાર છંદ



## શ્રી નવકારમહામંત્ર
## લઘુ-તપની દૈનિક-વિધિ
### ( સામાન્ય )

શ્રી નવકારમહામંત્રના લઘુ-તપની ક્રિયા શરૂ કરતી વખતે આરાધના-મંદિર આગળ પાટ ઉપર **શ્રી નવકાર-મહામંત્રનો** પટ પધરાવી તેની આગળ **શ્રી મહાનિશીથસૂત્ર** પધરાવી સ્થાપના-ચાર્યજી પધરાવવા.

પછી " नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः " કહી હાથ જોડી મધુર સ્વરથી નીચે મુજબની સ્તુતિઓ બોલવી.

(૧) " तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ !,
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ "

(૨) " कमठे धरणेन्द्रे च, स्वोचितं कर्म कुर्वति ।
प्रभुस्तुल्यमनोवृत्तिः, पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥ "

(૩) अर्हन्तोऽर्हंपदास्त्रिलोकमहिताः सिद्धाश्च सिद्धात्मनः,
आचार्या गणभृद्गुणैकसदनं वागीश्वरा वाचकाः ।

सर्वे साध्यरतास्त्रिरत्नसुचिता लोकेऽनघाः साधवः,
पूज्या वः परमेष्ठिनोऽनवरतं तन्वन्तु शं मंगलं ॥

(४) णिव्वाणमग्गे वरजाणकप्पं,
पणासियासेसकुवाइदप्पं ।
मयं जिणाणं सरणं बुहाणं,
णमामि णिच्चं तिजगप्पहाणं ॥

(५) बोधागाधं सुपदपदवीनीरपूराभिरामं,
जीवाऽऽहिंसाविरललहरीसंगमाऽगाहदेहम् ।
चूलावेलं गुरुगममणिसङ्कुलं दूरपारं,
सारं वीरागमजलनिधिं सादरं साधु सेवे ॥

(६) अर्हद्वक्त्रप्रसूतं गणधररचितं द्वादशाङ्गं विशालं,
चित्रं बह्वर्थयुक्तं मुनिगणवृषभैर्धारितं बुद्धिमद्भिः ।
मोक्षाग्रद्वारभूतं व्रतचरणफलं ज्ञेयभावप्रदीपं,
भक्त्या नित्यं प्रपद्ये श्रुतमहमखिलं सर्वलोकैकसारम् ॥

પછી ઇરિયાવહી ફરી મધુર સ્વરથી ધીર–ગંભીર અને ઉદાત્ત–પદ્ધતિએ ક્રિયાકારક કે ગુરુમહારાજ બોલાવે તે રીતે પદ–શુદ્ધિ, ઉચ્ચાર–શુદ્ધિ અને સંહિતાની મર્યાદા જાળવી શ્રી નવકારના અક્ષરો પર ધ્યાન દેવા સાથે શ્રી નમસ્કાર મહામંત્રનો ત્રણ વાર સામુદાયિક જાપ કરવો.

પછી શ્રી તીર્થંકરદેવ ભગવંતની અનંતોપકારિતાને લક્ષ્યમાં લઈ આરાધનામાં વીર્યોલ્લાસ વધારવાના હેતુથી નીચે મુજબની ત્રણ બિરૂદાવલી સામુદાયિક બોલાવી ત્રણ ખમાસમણ દેવાં.

## શ્રી અરિહંતપ્રભુની બિરુદાવલી

"જય જિનેન્દ્ર ! જ્યોતિઃસ્વરૂપી !
ભવભયનિવારણ ! જગદુદ્ધારક જય !
જિનેન્દ્રાય નમઃ"

પછી ખમાસમણ દેવું.

"તરણતારણ ! સુગતિકારણ ! કુગતિવારણ !
ભવભયનિવારણ ! જગદુદ્ધારક જય !
જિનેન્દ્રાય નમઃ"

પછી ખમાસમણ દેવું.

"જગતત્રયાધાર ! કૃપાવતાર ! !
દુર્વારસંસારવિકારવૈદ્ય ! ! !
શ્રી વીતરાગ જય ! ! !
જિનેન્દ્રાય નમઃ"

પછી ખમાસમણ દેવું.

પછી * ચૈત્યવંદન णमोत्थु णं. વગેરે કહી સ્તવન મધુર સ્વરે બોલી મુક્તાશુક્તિમુદ્રા (લલાટ આગળ બંને હાથની પોલી અંજલિ) સાચવી **जयवीयराय** સૂત્ર ક્રિયાકારક કે ગુરુમહારાજ જે રીતે બોલાવે તે રીતે સામુદાયિક રીતે બોલી **अरिहंतचेइयाणं** अण्णत्थ. કહી ૧ નવકારનો કાઉ. કરી સ્તુતિ બોલી પચ્ચક્ખાણ કરવું.

શ્રી નવકારમહામંત્રના તપમાં સામાન્યથી નવ એકાસણાનું વિધાન છે, પણ શુદ પાંચમ–આઠમ–ચૌદશ વગેરે વિશિષ્ટ પર્વ તિથિએ આંબિલ કરવાની શિષ્ટપુરુષોની મર્યાદા ધ્યાનમાં રાખવી.

* રોજનું જુદું ચૈત્યવંદન, સ્તવન વગેરે આગળ "શ્રી નવકાર મહામંત્ર તપની વિશેષ વિધિ"માં આપેલ છે, ત્યાંથી જોઈ લેવું. અહીં તો માત્ર ક્રિયાની સામાન્ય, રૂપરેખા જણાવી છે.

પછી એક મોટા થાળમાં શ્રી નવકાર–પંચિંદિય૦ વાળી સ્થાપનાજીની નાની ચોપડી પધરાવી, આગળ જણાવાતી વિધિ પ્રમાણે દુહો અને મંત્ર બોલી તેને ફરતી જળની ત્રણ ધારા દેવી. પછી શ્રી નવકારના પટની, **મહાનિશીથસૂત્રની** અને સ્થાપનાચાર્યના પુસ્તકની આગળ જણાવેલ વિધિ મુજબ દુહો અને મંત્ર બોલી વાસક્ષેપથી પાંચ પૂજા કરવી.

પછી જે દિવસે જેટલા લોગસ્સ૦નો કાઉસગ્ગ હોય તેટલા સાથિયા અને તેના ઉપર તેટલા નૈવેદ્ય અને ફળ આગળ બતાવાયેલી વિધિ પ્રમાણે દુહો અને મંત્ર બોલી કરવા અને ચઢાવવા.

પછી ઇરિયાવહી કરી આગળ જણાવેલ વિધિ પ્રમાણે કાઉસગ્ગ કરવો

(જેટલા લોગસ્સ૦નો કાઉ૦ હોય તેટલા સંપૂર્ણ ગણવા) ઉપર ૧ લોગસ્સ૦ બોલવો.

પછી આગળ બતાવેલ વિધિ પ્રમાણે પ્રદક્ષિણાના છ દુહા બોલી ત્રણ ખમાસમણ દઈ જે દિવસે જેટલા લોગસ્સ૦ નો કાઉ-સગ્ગ હોય તેટલા ખમાસમણ પંચાંગ–પ્રણિપાતની મર્યાદા અને સત્તર સંડાસાની પ્રમાર્જનાની જયણા સાથે દેવાં.

ત્યારબાદ શ્રી નવકાર–મહામંત્રનો છંદ, સ્તવન કે મહિમા-સૂચક પદ વગેરે (સમય હોય તો સંપૂર્ણ, નહિ તો બે બે ગાથા) સામુદાયિક બોલાવવું. તેમાં પ્રસંગે **શ્રી નવકારમહામંત્રના** તે તે પદોની શુદ્ધ જોડણી, અક્ષરોનું સ્પષ્ટ ભાન, પદ, સંપદા, લઘુ, ગુરુ વગેરેની સમજૂતી આપી શાસ્ત્રીય પદ્ધતિએ સંહિતાની મર્યાદાપૂર્વક **શ્રી નવકારમહામંત્રનું** શુદ્ધ ઉચ્ચારણ અને શુદ્ધ લેખન તૈયાર કરાવવું.

પછી ક્રિયાકારક પોતે ૧૦૮ નવકાર શુદ્ધ શાસ્ત્રીય મર્યાદાપૂર્વક શાન્ત અને ગંભીર ધ્વનિથી બોલે, બધા આરાધકો (ઘરેથી ગણીને લાવેલ) ૧૦૮ ચોખાના દાણામાંથી એકેક દાણાને નાભિની ઊંચે ડાબી હથેળીમાં મુકતા જાય, જમણા હાથે પ્રવચન–મુદ્રા જાળવે. મુદ્રા દ્વારા દાણો લઈને પ્રભુ સમક્ષ ધરે. ૧૦૮ નવકારમાં છેલ્લા ત્રણ નવકાર સામુદાયિક બોલાવવા.

પછી તે હથેળી પર ડાબા હાથની હથેળી ઢાંકી, સંપુટની કલ્પના કરી, આંખો બંધ કરી શાન્ત ચિત્તે દરેકે બાર નવકાર મનમાં ગણવા.

પછી આગળ જણાવેલ વિધિ પ્રમાણે આરાધના–સ્થિરીકરણની વિધિ રૂપે ભાવનાના શ્લોકો સામુહિક રીતે બોલી "બોલમા! બોલમા!"નું સ્તવન અને "સમરો મંત્ર" સ્તવન બોલી પુરુષોએ અને સ્ત્રીઓએ જુદા જુદા પધરાવેલા ચાંદીના કે જર્મન-સિલ્વરના બે કુંભમાં (૧૦૮ નવકારથી) અભિમંત્રિત ચોખા ભેગા કરી ત્રણ નવકાર ગણી પધરાવવા.

પછી અ–વિધિ–આશાતનાનો मिच्छामि दुक्कडं દઈ જિનશાસનની જય બોલાવવી. •

**આ તપમાં જોડાનારે ઉપર પ્રમાણેની વિધિ શક્ય પ્રયત્ને જરૂર કરવી, તેમ છતાં સંજોગવશ બધી ન બની શકે તો ઓછામાં ઓછી વિધિ તરીકે એકાસણું, પ્રભુ-પૂજા, રોજનું ગણણું, અખંડ જાપમાં ૧ કલાક જાપ અને સાંજનું પ્રતિક્રમણ એટલું અવશ્ય કરવું.**

શ્રી નમસ્કાર મહામંત્રના વર્ણોનું ચિંતન કાચા ઘડામાં ભરેલ પાણીની જેમ કર્મોના બંધનોને ઓગાળી દે છે.



# શ્રી નવકાર મહામંત્ર લઘુ–તપની દૈનિક વિધિ (વિશેષ)

શ્રી નવકાર મહામંત્રના લઘુતપમાં શ્રી નવકાર પદોની મુખ્યતાએ આરાધના હોઈ રોજ તે તે પદની આરાધનાના ઉદ્દેશ્યથી ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ વગેરે હોય છે. તેમાં પણ શરૂઆતના પાંચ દિવસ જુદા જુદા ચૈત્યવંદનો, સ્તવનો અને સ્તુતિઓ છે, અને છેલ્લા ચાર દિવસ એક જ ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ છે.

## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં પ્રથમ દિવસનું અરિહંતપદનું ચૈત્યવંદન

જય જય શ્રી અરિહંત ભાનુ, ભવિ કમલ વિકાશી;
લોકાલોક અરૂપી રૂપી, સમસ્ત વસ્તુ પ્રકાશી. ૧
સમુદ્ઘાત શુભ કેવલે, ક્ષય કૃત મલ રાશિ;
શુકલ ચરમ શુચિ પાદ સે, ભયો વર અવિનાશી. ૨
અંતરંગ રિપુગણુ હણીએ, હુએ અપ્પા અરિહંતા;
તસુ પદપંકજમેં રહી, હીર ધરમ નિત સંત. ૩

## શ્રી અરિહંતપદ સ્તવન

( કડખાની દેશી – તાર તું તાર તું )

શ્રી અરિહંત ભગવંત પરમાતમા,
દેવનો દેવ ગુણ–રયણ–ખાણી;
સાત શુદ્ધિ કરી મલિનતા પરિહરી,
પૂજીએ ભવિજના પ્રેમ આણી. શ્રી૦ ૧

અરતિ રતિ મોહ નિદ્રા ન હાંસી ભય,
રાગ નહિં દ્વેષ નહિં જાસ અંગે;
કામ ને મિથ્યાત્વ અજ્ઞાન જસ ખય થયાં,
ધ્યાઈએ તે પ્રભુ અધિક – રંગે. શ્રી૦ ૨

ધ્યાન પિંડસ્થ – પદસ્થ – રૂપસ્થથી,
ધ્યેય ધ્યાતા લહે એક – તાને;
દ્રવ્ય – પર્યાય – ગુણ તેહના ધ્યાઈએ,
પાઈએ સિદ્ધિ બહુ તત્ત્વજ્ઞાને. શ્રી૦ ૩

જનમના ચ્યાર અગિયાર ઘાતી – ખયે,
દેવકૃત જાસ ઓગણીસ રાજે;
ચઉતીસ અતિશય અંગ ચોથે કહ્યા,
પણતીસ વયણ – ગુણ જાસ છાજે. શ્રી૦ ૪

અડ – અધિક સહસ લક્ષણ ધરે અંગમાં,
ગુણ અનંતે ભર્યો નાથ સોહે;
જાસ કલ્યાણકે જગતનું તમ ટળે,
ઈંદ્ર – ઉપેન્દ્રનાં ચિત્ત મોહે. શ્રી૦ ૫

નામ ને થાપના દ્રવ્ય ભાવે કરી,
જે નરા ચિત્તમેં નિત ધ્યાવે;
દેવપાલાદિ – ભૂપાલ પરે તે નરા,
તીર્થપતિ સંપદા હસ્ત પાવે. શ્રી૦ ૬

જે મહાગોપ ખટકાય – ગોકુળતણો,
તિમ મહામાહણ જાસ કહીએ;
ભવોદધિ બૂડતાં ભવ્ય – નિસ્તારણો,
સાર્થપતિ મુગતિનો જેહ લહીએ. શ્રી૦ ૭

દ્રવ્ય – ભાવે કરી પૂજના જે કરે,
સ્વર્ગ – અપવર્ગ તે નિયત પામે;
ત્રણય પણ અષ્ટ નવ સત્તર એગવીશવિહ,
પૂજના કરી વસે સિદ્ધિ ધામે. શ્રી૦ ૮

પ્રથમ – પદ પૂજતો રાય શ્રેણિક પ્રથમ,
ભાવિ ચોવીશી જિનરાજ થાશે;
તાસ પદ – પદ્મની સેવના સુર કરી,
રૂપવિજયાદિ નિત સુજસ ગાશે. શ્રી૦ ૯

## શ્રી અરિહંતપદ સ્તુતિ

( વીર જિનેશ્વર અતિ અલવેસર—દેશી )

સકલ દ્રવ્ય–પર્યાય–પ્રરૂપક, લોકાલોક–સ્વરૂપોજી,
કેવલજ્ઞાન કી જ્યોતિ પ્રકાશક, અનંત–ગુણે કરી પૂરોજી;
ત્રીજે ભવ થાનક આરાધી, ગોત્ર તીર્થંકર નૂરોજી,
બાર ગુણાકર એહવા અરિહંત, આરાધો ગુણ ભૂરોજી. ૧

★

## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં બીજા દિવસનું
## સિદ્ધપદનું ચૈત્યવંદન

શ્રી શૈલેશી–પૂર્વપ્રાંત, તનુ હીન ત્રિ–ભાગી,
પૂર્વપ્રયોગ–પ્રસંગથી, ઉરધ–ગતિ જાગી. ૧
સમય–એકમાં લોક–પ્રાંત, ગયા નિગુણ નિરાગી,
ચેતન ભૂપે આત્મરૂપ, સુદિશા લહી સાગી. ૨
કેવલ દંસણ–નાણથી એ, રૂપાતીત સ્વભાવ,
સિદ્ધ ભચે તસુ હીરધર્મ, વંદે ધરી શુભ ભાવ. ૩

## સિદ્ધપદનું સ્તવન

(ગુણ રસિયા–એ દેશી)

શ્રી સિદ્ધપદ આરાધીએ રે, ક્ષય કીધાં અડ કર્મ રે. શિવ વસિયા.
અરિહંતે પણ માનીયા રે, સાદિ–અનંત સ્થિર શર્મ રે. શિવ૦ ૧

ગુણ એકત્રીશ પરમાતમા રે, તુરિય–દશા આસ્વાદ રે. શિવ૦
એવંભૂત–નચે સિદ્ધ થયા રે, ગુણ–ગણનો આલ્હાદ રે. શિવ૦ ૨

સુરગણ–સુખ ત્રિહું કાળનાં રે, અનંતગુણાં તે કીધ રે. શિવ૦
અનંત વર્ગે વર્ગિત કર્યા રે, તો પણ સુખ–સમીધ રે. શિવ૦ ૩

બંધ ઉદય ઉદીરણા રે, સત્તા કર્મ અભાવ રે. શિવ૦
ઊર્ધ્વ–ગતિ કરે સિદ્ધજી રે, પૂર્વપ્રયોગ – સદ્ભાવ રે. શિવ૦ ૪

ગતિ પારિણામિક–ભાવથી રે, બંધન છેદન યોગ રે. શિવ૦
અસંગ–ક્રિયા બળે નિર્મળો રે, સિદ્ધગતિનો ઉદ્યોગ રે. શિવ૦ ૫
પએસંતર અણફરસતા રે, એક – સમયમાં સિદ્ધ રે. શિવ૦
ચરમ–ત્રિભાગ વિશેષથી રે, અવગાહન ઘન કીધ રે. શિવ૦ ૬
સિદ્ધશિલાની ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ–નિવાસ રે. શિવ૦
હસ્તિપાલ પરે સેવતાં રે, **સૌભાગ્યલક્ષ્મી** પ્રકાશ રે. શિવ૦ ૭

## શ્રી સિદ્ધપદ સ્તુતિ

અષ્ટ–કરમકું દમન કરીને, ગમન કિયો શિવવાસીજી,
અવ્યાબાધ સાદિ અનાદિ, ચિદાનંદ ચિદ્દરાશિજી
પરમાતમ–પદ પૂરણ વિલસી, અઘ–ઘન દાઘ વિનાશીજી,
અનંત–ચતુષ્ટય શિવપદ ધ્યાવો, કેવલજ્ઞાની ભાખીજી.



### શ્રી નવકારમહામંત્રની મંગલમયતા

શ્રીનવકારના પ્રભાવથી આત્મામાં પરમ ઉચ્ચ કોટિનો વીતરાગભાવ ધીમે પણ નક્કર રીતે વિકસે છે. તેથી આત્મશક્તિઓ સ્વતંત્રપણે કાર્ય કરતી થઈને જગતના ઉત્તમ–મહામૂલા પદાર્થો તરફ લોહચુંબકની જેમ સ્વતઃ આકર્ષણ જન્માવે છે.

તેથી જ સર્વ મંગલોમાં શ્રેષ્ઠ મંગલ શ્રી નવકાર-મહામંત્ર છે.

## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં ત્રીજા દિવસનું
## શ્રી આચાર્યપદનું ચૈત્યવંદન

જિન-પદ કુલ મુખ-રસ અનિલ, મિત રસ ગુણધારી,
પ્રબલ-સબલ-ઘન મોહકી, જિણતેં ચમૂ હારી. ૧

ઋજવાદિક જિનરાજ ગીત, નય તન વિસ્તારી,
ભવકૂપે પાપે પડત, જગજન વિસ્તારી. ૨

પંચાચારી જીવકે, આચારજ પદ સાર,
તિનકું વંદે હીરધર્મ, અઠોત્તરસય વાર. ૩

## શ્રી આચાર્યપદનું સ્તવન

(નીલુડાં રાયણ તરૂ તળે – એ દેશી)

પંચાચાર સૂધા ધરે, સુણો સંતાજી,
જીતી ઇંદ્રિય પંચ-ગુણવંતાજી,
પંચસમિતિ સમિતા રહે, સુ૦ ગુપ્તિ ત્રણ કરે સંચ. ગુ૦ ૧

પંચ મહાવ્રત પાળતા, સુ૦ જીપે ચાર કષાય. ગુ૦
નવવિધ બ્રહ્મ ગુપતિ ધરે સુ૦ આચારજ નિરમાય. ગુ૦ ૨

અષ્ટાંગ જોગ સાધન કરે, સુ૦ લહે અડ-કર્મ સ્વરૂપ. ગુ૦
જાણે અડ લબ્ધિ ભલી સુ૦ તિમ અડ-દિઠી સરૂપ. ગુ૦ ૩

ચઉ અનુયોગ વખાણતા, સુ૦ શાસનના શણગાર. ગુ૦
બારસે છન્નું ગુણે ભર્યા, સુ૦ ભાવાચારજ સાર. ગુ૦ ૪

પંચ પ્રસ્થાન સાધન કરે, સુ૦ મુનિ ગણી પંડિત ભાવ. ગુ૦
વાચક આચારજપણું સુ૦ પામે ગુણને દાવ. ગુ૦ ૫

ચઉદસેં બાવન ગણધરા, સુ૦ લબ્ધિ તણા ભંડાર. ગુ૦
તસ પદ પંકજ પૂજીએ સુ૦ દ્રવ્ય-ભાવે નિરધાર. ગુ૦ ૬

જુગપ્રધાન વીર-શાસને સુ૦ દોય હજાર ને ચાર. ગુ૦
વર્તમાન શ્રુતના ધણી સુ૦ તે પૂજો ધરી પ્યાર. ગુ૦ ૭

અશનાસન-વસ્ત્રાદિકે સુ૦ પાનક ઔષધ પાત્ર ગુ૦
નમનાભિગમન વંદના, સુ૦ કરે નિત નામી ગાત્ર. ગુ૦ ૮

આચારજ પદ સેવતો, સુ૦ શ્રી પુરુષોત્તમ ભૂપ. ગુ૦
તીર્થંકરપદ બાંધિયું, સુ૦ લહેશે ચિદ્દઘનરૂપ. ગુ૦ ૯

## શ્રી આચાર્યપદ સ્તુતિ

પંચાચાર પાલે અજુવાલે, દોષ-રહિત ગુણધારીજી,
ગુણ છત્રીસે આગમધારી, દ્વાદશ અંગ વિચારીજી,
પ્રબલ-સબલ ઘન મોહ-હરણકું અનિલ સમો ગુણ વાણીજી,
ક્ષમા-સહિત જે સંયમ પાલે, આચારજ ગુણધ્યાનીજી. ૧

卐

શ્રી નમસ્કાર મહામંત્રના ધ્યાનથી દુર્ધ્યાન અને કુવિકલ્પોમાંથી મન જલ્દી પાછું ફરે છે.

## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં ચોથા દિવસનું
## શ્રી ઉપાધ્યાય પદનું ચૈત્યવંદન

ધન ધન શ્રી ઉવજઝાય રાય, શઠતા ઘન ભંજન
જિનવર દેશિત દુવાલસંગ, કર કૃત જનરંજન. ૧
ગુણ-વણુ ભંજણુ મણુ-ગયંદ, સુય *સૃણિ કિય ગંજણુ,
કુણાલંધ લોય લોયણે, જત્થ ય સુયમંજણુ. ૨
મહાપ્રાણુમેં જિણુ લહ્યો એ, આગમસે પદ તુર્ય,
તિનપે અહર્નિશ હીરધર્મ, વંદે પાઠકવર્ય. ૩

### શ્રી ઉપાધ્યાય પદ સ્તવન

(રસિયાની દેશી)

શ્રી ઉવજઝાય બહુશ્રુત નમો ભાવશું,
અંગ ઉપાંગના જાણુ, મુણીંદા;
ભણે ભણાવે શિષ્યને હિત કરી,
કરે નવ પલ્લવ પહાણુ વિનીતા. શ્રી૦ ૧
અર્થ-સૂત્ર કહેવાના વિભાગથી,
સૂરીશ્વર-પાઠક સાર સોહંતા,
ભવ ત્રીજે અવિનાશી-સુખ લહે,
યુવરાજ પરે અણુગાર મહંતા. શ્રી૦ ૨
ચૌદ દોષ ભર્યા અવિનીત-શિષ્યને,
કરે પન્નર ગુણવંત વિદિતા;
ગ્રહણુ-આસેવન શિક્ષા-દાનથી,
સમય જાણે અનેકાંત સુજ્ઞાની. શ્રી૦ ૩

---

* અંકુશ

આવશ્યક પચવીશ શીખવે વાંદણે,
પચવીશ ક્રિયાંનો ત્યાગ વિચારી;
પચવીશ ભાવના ભાવે મહાવ્રતી,
શુભ પચવીશી ગુણરાગ સુધારી. શ્રી૦ ૪

પય ભર્યો દક્ષિણાવર્ત[૧] શંખ શોભિયે,
તેમ નય-ભાવ-પ્રમાણ-પ્રવીણા;
હય[૨]-ગય[૩]-વૃષભ[૪]-પંચાનન[૫] સરિખા,
ટોળે પર વાદી અભિમાન અદીના. શ્રી૦ ૫

વાસુદેવ[૬]-નરદેવ[૭]-સુરપતિ[૮] ઉપમા,
રવિ[૯]-શશી[૧૦]-ભંડારી[૧૧]-રૂપ દીપંતા,
જંબૂ[૧૨]-સીતાનદી[૧૩]-મેરૂમહીધરો[૧૪],
સ્વયંભૂઉદધિ[૧૬]-રયણ[૧૬] ભૂપ ભણંતા. શ્રી૦ ૬

એ સોળ ઉપમા બહુશ્રુતને કહી,
**ઉત્તરાધ્યયને** રસાલ જિણંદા;
મહીંદ્રપાલ વાચકપદ સેવતો,
**સૌભાગ્યલક્ષ્મી** સુવિશાલ સૂરીંદા. શ્રી૦ ૭

## શ્રી ઉપાધ્યાય પદ સ્તુતિ

અંગ ઇગ્યારે ચૌદે પૂરવ, ગુણ પચવીસના ધારીજી,
સૂત્ર અરથધર પાઠક કહીએ, યોગસમાધિ વિચારીજી;
તપ-ગુણશૂરા આગમ-પૂરા, નય-નિક્ષેપે તારીજી,
મુનિ ગુણધારી બુધ વિસ્તારી, પાઠક પૂજો અવિકારીજી.

卐

## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં પાંચમા દિવસનું
## શ્રી સાધુપદનું ચૈત્યવંદન

દંસણ નાણ ચરિત્ત કરી, વર શિવપદગામી;
ધર્મ-શુક્લ શુચિ ચક્કસે, આદિમ ખય કામી. ૧
ગુણપ્રમત્ત-અપ્રમત્ત તે, ભયે અંતરજામી;
માનસ-ઇન્દ્રિય-દમનભૂત, શમ-દમ અભિરામી. ૨
ચારૂ તિ-ઘન*ગુણગણ ભર્યો એ, પંચમ પદ મુનિરાજ;
તસ-પદ-પંકજ નમત હૈ, હીરધર્મ કે કાજ. ૩

## શ્રી સાધુપદ સ્તવન

(ભવિકા ! શ્રીસિદ્ધચક્રપદ વંદો-એ દેશી)

ષટ્ વ્રતધારી છ કાયના રક્ષક, પંચ ઇંદ્રિય વશ કરતા;
ભાવ-વિશુદ્ધિ પડિલેહણ કરે, કરણ-વિશુદ્ધિ ધરતા રે.
ભવિકા ! એહવા મુનિવર વંદો ! જિમ લહો પરમાણંદો રે ! ભ૦ ૧
લોભ-નિગ્રહ કરી ખંતિ-સૂરા, સંજમના અધિકારી;
અ-કુશલ મન-વચ-કાયનિરોહે, સહે પરિસહ અતિ ભારી રે. ભ૦ ૨
દેવ તિરિ નર આત્મ-સમુદ્ભવ ઉપસર્ગ સોળે સહતા;
સત્તાવીશ મુનિવર ગુણ ધારી, સમિતિ-ગુપ્તિ નિરવહતા રે. ભ૦ ૩
બાહ્ય-અભ્યંતર તપ નિત તપતા, કઠિન કરમ ખયકારી રે;
દોષ બિયાલીશ રહિત અશન કરે, અતિક્રમ ચાર નિવારી રે. ભ૦ ૪

---

* વર્ગને મૂલ સંખ્યાથી ગુણાકાર કરવાથી ઘન સંખ્યા થાય છે, તે પ્રમાણે ૩×૩=૯×૩=૨૭ ગુણની સંખ્યા અહીં "તિ-ઘન" શબ્દથી જાણવી.

દ્રવ્યાદિક અભિગ્રહ ચઉ કરતા, ષડ્વિધ-વિગયના ત્યાગી;
ચાર પ્રકારે સંલીનતા કરી, જ્ઞાન-ધ્યાન મતિ જાગી રે. ભ૦
નરના દોષ અઢાર નિવારી, દીક્ષા યોગ્યને આપે;
નવવિધ ભાવ-લોચના કારક, કેશ-લોચ ત્રિક થાપે રે. ભ૦
ચઉદ અભ્યંતર ગ્રંથી તજીને, જેહ થયા નિર્ગ્રંથ;
અ-શરણુ-શરણુ તરણુ-તારણુ મુનિ, ચલવે શિવપુર પંથ રે. ભ૦
બહુશ્રુત તપસી લબ્ધિના ધારી, વ્રત-દૂષણુ પરિહારી;
અપ્રમત્ત ગુણુઠાણુગ ધારી, મુનિ નમો જોગ સમારી રે. ભ૦ ૮
વીરભદ્ર એ મુનિ પદ સેવી, હોશે વિદેહ જિણુંદ;
તસ મુખ-પદ્મ વયણુ રસ પામી, રૂપવિજય આણુંદ રે. ભ૦ ૯

## શ્રી સાધુપદ સ્તુતિ

સમિતિ ગુપ્તિ કરી સંયમ પાળે, દોષ બેતાલીશ ટાલે જી;
ષટ્ કાયા ગોકુલ રખવાલે, નવવિધ બ્રહ્મવ્રત પાલે જી,
પંચમહાવ્રત સૂધા પાલે, ધર્મ-શુક્લ ઉજવાળે જી;
ક્ષપકશ્રેણિ કરી કર્મ ખપાવે, શમ-દમ ગુણુ ઉપજાવે જી.

卐

"પુણ્યાનુબંધી પુણ્યના ઉદયે કો'ક વિરલ પુણ્યાત્મા જ શ્રી નવકારમહામંત્રનો જાપ કરી શકે છે, અને તેવા જાપના બળે નરક-તિર્યંચ ગતિના દ્વાર સદાને માટે બંધ થઈ જાય છે."

## શ્રી નવકારમહામંત્ર લઘુ-તપના છેલ્લા ચાર દિવસોમાં ઉપયોગી ચૈત્યવંદન, સ્તવન અને થોય

### પંચપરમેષ્ઠિ મહિમાનું ચૈત્યવંદન

अरिहंताण णमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ १ ॥
सिद्धाणं णमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, बीयं हवइ मंगलं ॥ २ ॥
आयरियाणं णमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, तइयं हवइ मंगलं ॥ ३ ॥
उवज्झायाणं णमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, चउत्थं हवइ मंगलं ॥ ४ ॥
साहूणं णमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पंचमं हवइ मंगलं ॥ ५ ॥
एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ ६ ॥

### શ્રી નવકારમહામંત્ર મહિમાનું સ્તવન

( નવકારના છંદની દેશી )

એ પંચપરમેષ્ઠિપદ, મંત્રઈ નવકાર,
શિવપદનું સાધન પ્રવચન કેરું સાર;
એક અક્ષર જપતાં સાત સાગરનું દુઃખ,
નાસે સઘળે પદ, પણુસય સાગર દુઃખ.

નવપદ વળી સંપદ, આઠ અક્ષર અડસઠી,
ગુરુ અક્ષર સાત જ, લઘુ અક્ષર ઈગસઠી;
જે વિધિસ્યું જપઈ, ગુરુમુખ વહી ઉપધાન,
વળી નિર્મળ ચિત્તે, સમકિત વિનયપ્રધાન.
હોઈ બહુ ફળદાયક, ઈહ પરલોકે સાર,
સિદ્ધિ સઘળી એહમાં, ચૌદ વિદ્યા આધાર;
બહુ ભેદઈં ધ્યાઓ, કમલ કર્ણિકાકાર,
વળી રહસ્ય ઉપાંશુ, ભાષ્ય જાપ ત્રણ સાર.
વળી દ્રવ્યે ભાવે, એહના અનેક વિધાન,
ગુરુ વિનયથી લહીંઈ, થાપત પંચ પ્રસ્થાન,
સવિ મંગલમાંહિ, પરમમંગલ છંઈ એહ,
સવિ પાપ નસાડઈ, તાડઈ દુરિત અછેહ.
એહનું માહાત્મ્ય, જ્ઞાનવિમલથી જાણી,
આરાધો અહનિશિ, જિમ સુખિઆ થાઓ પ્રાણી;
અંતર આતમથી, લહીએ એહ સરૂપ;
પરમાતમ-ભાવે, એહ છે સિદ્ધિ સરૂપ.

## શ્રી નવકારમહામંત્રની સ્તુતિ

यत्राष्टौ सम्पदानि त्रिभुवनमहिमा यत्र नौष्ठाः ।
[illegible] ॥

## શ્રીનમસ્કાર મહામંત્ર લઘુતપની ક્રિયામાં ભાવશુદ્ધિ માટે જરૂરી

## શ્રીનમસ્કાર મહામંત્રની જળપૂજા

સઘળા આરાધકોએ દ્રવ્યથી ભાવની ઉત્પત્તિના અટલ સિદ્ધાંત પ્રમાણે જળપૂજા અને વાસક્ષેપ પૂજા શ્રીનમસ્કાર મહામંત્રના પટની કરવી જરૂરી છે. પણ સામુદાયિક ક્રિયામાં સઘળા આરાધકો યોગ્ય રીતે લાભ ન લઇ શકે તેમજ સમય, સંકોચ અને ડહોલાણુ વધુ થાય તેથી સઘળા આરાધકો વતી ચઢાવો બોલી એક વ્યક્તિએ શ્રી નમસ્કાર મહામંત્રના પટની જલપૂજા તથા વાસક્ષેપ પૂજા કરવાનું વિધાન જ્ઞાની પુરુષોએ જણાવ્યું છે. તે રીતે જલપૂજા માટે ઉચ્ચ આસને સુંદર થાળમાં શ્રી સ્થાપનાજી કે ચાંદીનો શ્રી નવકારનો પટ પધરાવી ભક્તિ–બહુમાન વ્યક્ત કરવા ચઢાવો બોલી બધાની વતી એક વ્યક્તિ હાથમાં શુદ્ધ જળનો કળશ લઈ મુખકોશ બાંધી ઊભો રહે. પછી વિધિકારક નીચેના દુહાઓ ગંભીર સ્વરે બોલે. બધા શાંતિથી સાંભળે.

### જળ પૂજાના દુહા

સકલ મંત્ર શિર મુકુટમણિ સદ્‌ગુરુ ભાષિતસાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતા જય જયકાર. ૧

રતન–તણી જિમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ,
ચૌદ પૂરવનો સાર છે, મંત્ર એ તેહને તુલ્લ. ૨

સકલ સમય અભ્યંતર એ, પદ પંચ પ્રમાણ;
મહસુઅખંધ તે જાણો, ચૂલા સહિત સુજાણ. ૩

પછી નીચેનો મંત્ર વિધિકારક સામૂહિક રીતે બધાને બોલાવે.

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कार-महामंत्राय जलं यजोमहे स्वाहा ।

પછી કાંસાની થાળીમાં ( ૨૭×૪ ) ૧૦૮ ડંકા વગાડવા. થાળીના ડંકા વાગે તે દરમ્યાન સઘળા આરાધકો ત્રણ નવકાર મનમાં ગણે.

ત્યાર પછી ચઢાવો બોલનાર આરાધક ચઢતે-પરિણામે શ્રદ્ધા-પૂર્વક જ્ઞાનને ફરતી શુદ્ધ જળની ત્રણ ધારા ત્રણ નવકાર ગણવા સાથે કરે. પછી રોકડ નાણું થાળમાં ચઢાવે.

## શ્રી નવકાર મહામંત્રના પટની વાસક્ષેપ પૂજા

શ્રી નમસ્કાર-મહામંત્રની લઘુ આરાધના દરમ્યાન વિશિષ્ટ ભાવશુદ્ધિ કેળવવા માટે શ્રી નમસ્કાર-મહામંત્રની અષ્ટ પ્રકારી પૂજા દરમ્યાન ઉપર જણાવ્યા પ્રમાણે જલપૂજા કર્યા પછી અંગ લૂંછણાથી પટને શુદ્ધ કરી અભિષેકનું પાણી બીજા થાળમાં લઈ ચોકખા થાળમાં શ્રી નમસ્કાર મહામંત્રના પટને પધરાવી સઘળા આરાધકો વતી સામૂહિક શિસ્ત, મર્યાદાનું બંધારણ જળવાય તે હેતુથી ઉલ્લાસપૂર્વક ચઢાવો બોલી એક પુણ્યવાન આત્મા મુખકોશ બાંધી રકાબીમાં વાસક્ષેપ લઈ શ્રી નમસ્કાર મહામંત્રના પટની આગળ વિનયભાવથી ઊભો રહે.

વિધિકારક નીચેના કાવ્ય અને દુહા ગંભીરતાથી બોલે અને સઘળા આરાધકો શાંતિથી સાંભળે

योऽसङ्ख्यदुःखक्षयकारणस्मृतिः,
य ऐहिकामुष्मिकसौख्यकामधुक् ।
यो दुष्षकमायामपिकल्पपादपो;
मन्त्राधिराजाय नमोऽस्तु तस्मै ॥ १ ॥

इतो न किञ्चित् ! परतो न किञ्चित्,
यतो यतो यातु ! ततो न किञ्चिन् ।
विचार्य पश्यन्तु । जगन्न किञ्चित्;
तत्त्वं नमस्कारमृते न किञ्चित् ॥ २ ॥

"શાસ્ત્ર કહે અસાર સંસાર, શ્રી નવકાર સેવા સુખકાર
અસારમાંથી શોધી સાર, કરશે તે તરશે ભવપાર,

વિધિકારક નીચેના મંત્ર સામુદાયિક રીતે બધા આરાધકોને બોલાવે.

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्री नमस्कार-महामंत्राय वासचूर्णं यजामहे स्वाहा ।

પછી વિધિકારક કાંસાની થાળીના (૨૭×૪=) ૧૦૮ ડંકા વગાડે, તે દરમ્યાન દરેક આરાધકે, અંજલિમુદ્રાથી ત્રણ નવકાર મનમાં ગણવા.

પછી ચઢાવો બોલેલ પુણ્યવાન્ આરાધક શ્રી નમસ્કાર મહામંત્રના પટનું યથાશક્તિ રોકડ નાણું ચઢાવી વાસક્ષેપથી પૂજન કરે.

સઘળા આરાધકોએ ક્રિયા પૂરી થયા પછી જતી વખતે યથાશક્તિ નાણું ચઢાવી વાસક્ષેપ પૂજા કરવી, ઉપયોગ રાખવો.

## શ્રી નવકાર લઘુતપમાં સાથીયા વગેરેની વિધિ

શ્રી નમસ્કાર–મહામંત્રના આરાધકોએ નવ દિવસના લઘુતપની આરાધનામાં આરાધ્ય તરીકે શ્રી નમસ્કાર–મહામંત્રના દિવ્ય-પ્રભાવસંપન્ન, મહામહિમશાલી વર્ણોની શાસ્ત્રીય ઉપાસના કરવાની છે, તેથી શ્રીનમસ્કાર–મહામંત્રના દિવ્ય, અલૌકિક, શક્તિ-નિધાન વર્ણોની અષ્ટપ્રકારી પૂજા કરીને આપણા અંતરંગ–મળને ખસેડવા પ્રયત્ન કરવો જોઈએ.

તેમાં જલપૂજા અને ચંદન (વાસક્ષેપ) પૂજા પ્રથમ જણાવી, પુષ્પપૂજા, ધૂપપૂજા, દીપપૂજા માંત્રિક ધોરણે વિશિષ્ટ રીતે કરવાની હોઈ આરાધકોની ભાવશુદ્ધિની સુગમતાના ધોરણે પાછળથી કરાવાતી ૧૦૮ નવકારના અભિમંત્રણની વિધિમાં આવશે.

બાકીની અક્ષતપૂજા, નૈવેદ્યપૂજા અને ફળપૂજાની વિધિ અહીં દર્શાવાય છે.

દરેક આરાધકે પોતાની આગળ પાટલો, થાળી કે રકાબી રાખી–જે દિવસે જેટલા ખમાસમણુ હોય તેટલા સાથિયા થઈ શકે તેવું સાધન સામે રાખી–જે દિવસે જેટલા સાથીઆ કરવાના હોય તેના પ્રમાણમાં અક્ષત–ચોખા જમણા હાથમાં રાખી અગર રકાબીમાં લઈ જમણા હાથની હથેલીમાં રકાબી મૂકવી, જમણા હાથની હથેળી નીચે ડાબા હાથની હથેળી એવી રીતે ગોઠવવી કે જેથી ચતુર્દલ (ચાર પાંખડીના) પદ્મ જેવી આકૃતિ થાય.

પછી નીચે મુજબના દુહા અને કાવ્ય વિધિકારક ગંભીર રીતે

લે અને મંત્ર સામુદાયિક રૂપે બધાને બોલાવી ૨૭×૪=૧૦૮ ડંકા
ધિકારક વગાડે ત્યારે લલાટ આગળ અક્ષતવાળી અંજલિ કે
ળી રાખી સમર્પણ-મુદ્રાએ ત્રણ નવકાર આંખ બંધ રાખી
ણવા; પછી અક્ષત-પૂજાની ભાવના ક્રિયાકારક બોલે તે મનમાં
રી-ભાવવી; બે મિનિટ બધાએ મૌન પાળવું.

પછી એકેક નવકાર ગણી એકેક સાથીયો કરવો; શક્ય હોય
। એક નંદ્યાવર્ત-સ્વસ્તિક વચ્ચે કરવો; બાકી લઘુ-સ્વસ્તિક કરવા.

શ્રી નવકાર-લઘુતપમાં શરૂના પાંચ દિવસમાં

## અક્ષત પૂજાના દુહા

વિધિકારક બોલે, બધા શાંતિથી સાંભળે

અક્ષત-પદ સાધન ભણી, અક્ષત-પૂજા સાર ।
જિન-પ્રતિમા આગળ સુદા, ધરિયે ભવી નરનાર ॥
અક્ષત-પૂજા પૂજીયે, અક્ષત-પદ દાતાર ।
પશુઆં રૂપ નિવારીને, નિજ રૂપે કરનાર ॥
અક્ષત શુદ્ધ-અખંડશું, નંદાવર્ત વિશાળ ।
પૂરી પ્રભુ-સન્મુખ રહી, થુણીયે જગત-દયાળ ॥

અક્ષત પૂજાનું કાવ્ય (વિધિકારક બોલે)

क्षितितलेऽक्षतशर्मनिदानकं, गणिवरस्य पुरोऽक्षतमंडलं ।
क्षतविनिर्मितदेहनिवारणं, भवपयोधिसमुद्धरणोद्यतं ॥
सहजभावसुनिर्मलतण्डुलै—र्विपुलदोषविशोधनमङ्गलैः ।
अनुपरोधसुबोधविधायकं, सहजसिद्धमहं परिपूजये ॥
सकलमङ्गलसम्भवकारणं, परममक्षतभावकृते जिनं ।
सुपरिणाममयैरहमक्षतैः, परमया रमया श्रुतमर्चये ॥

**અક્ષતપૂજાનો મંત્ર :–** (વધિકારક બધાને સામૂહિક બોલાવે)

**ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामंत्राय विशुद्ध अखंड–अक्षत–सहजशुद्ध–आत्मस्व-रूपप्राप्तये अक्षतान् यजामहे स्वाहा ।**

**અક્ષત પૂજાની ભાવના**

આ ભાવના વિધિકારક શાંત સ્વરે ગંભીર રીતે બોલે. બધા આરાધકો એકાગ્રપણે સાંભળે.

'ડાંગરના ફોતરાથી અળગા થયેલ ચોખા—

જેમ નિર્મળ બને છે અને ફરીથી ઉગી શકતા નથી,

તે રીતે વિશુદ્ધાત્મસ્વરૂપ બનેલ આત્માના સ્વરૂપને લક્ષ્યમાં રાખી

શ્રી નમસ્કારમહામંત્રના સ્ફટિક જેવા ઉજ્જવળ વર્ણોના આલંબને કરાતી આ અક્ષતપૂજાથી

મારો આત્મા કર્મના છોતરાથી અળગો થઈ જન્મ–મરણના ચક્રાવાથી અળગો થાઓ.'

**શ્રી નવકાર લઘુતપમાં છેલ્લા ચાર દિવસોમાં**
**અક્ષતપૂજાના દુહા**

અક્ષય–ફળ લેવા ભણી, અક્ષત–પૂજા ઉદાર ।
ઈહ–ભવ પણ નવિ ક્ષય હુએ, રાજઋદ્ધિ ભંડાર ॥
ઘન ઘાતી ઘાતે કરી, જેહ થયા મુનિભૂપ ।
બહિરાતમ ઉચ્છેદીને, અંતર આતમરૂપ ॥
અક્ષત શુદ્ધ–અખંડશું, નંદાવર્ત્ત વિશાળ ।
પૂરી પ્રભુ–સન્મુખ રહી, થુણીએ જગત–દયાળ ॥

કાવ્ય અને મંત્ર તથા ભાવનાદિ પૂર્વવત્ જાણવું.

卐

# શ્રી નવકાર લઘુતપમાં નૈવેદ્યપૂજાની વિધિ

શ્રીનવકારના લઘુતપમાં જે દિવસે જેટલા સાથીયા તે દિવસે તેટલા જ નૈવેદ્ય સાથીયા પર ચઢાવવાના હોય છે. એક સાથીયા પર એક નૈવેદ્ય જઘન્યથી ચઢાવવાનું હોય છે.

બધા નૈવેદ્યને એક થાળી કે રકાબીમાં લઈ ડાબા હાથની હથેળીમાં મૂકી તેના પર જમણા હાથની હથેળી અવળી રાખી સંપુટ–મુદ્રા કરી નીચેના દુહા, કાવ્ય અને મંત્ર બોલી વિધિકારક ૨૭×૪=૧૦૮ ડંકા (થાળીના) વગાડે ત્યારે પ્રભુ સામે માથું નમાવી ત્રણ નવકાર ગણવા.

પછી નૈવેદ્યપૂજાની ભાવના વિધિકારક બોલે, બધાએ મનમાં ધારવી, બે મિનિટ મૌન રહેવું. પછી દરેક સાથીયા પર એકેક નવકાર ગણી નૈવેદ્ય ચઢાવી દેવું.

### શ્રી નવકાર લઘુતપમાં શરૂઆતના પાંચ દિવસમાં નૈવેદ્ય–પૂજાના દુહા

વિધિકારક મધુર સ્વરે બોલે, બધા આરાધકો શાંતિથી સાંભળે.

નિવેદી આગળ ઠવો, શુચિ નૈવેદ્ય રસાળ ।
વિવિધ–જાતિ પકવાન્નશું, ભરી અષ્ટાપદ–થાળ ॥
અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહગઈય અણંત ।
દૂર કરીને દીજીએ, અણાહારી શિવસંત ॥
બાહ્યરૂપ આહારે વધે, રૂપાંતર અણાહાર ।
અણાહારી–પદ પામવા, ઠવો નૈવેદ્ય રસાળ ॥

નૈવેદ્ય પૂજાનું કાવ્ય : વિધિકારક શુદ્ધ સ્વરે બોલે

अनशनं तु ममास्त्विति बुद्धिना, रुचिरभाजनसंचितभोजनं ।
प्रतिदिनं विधिना जिनमंदिरे, शुभमते ! बत ढौकय चेतसा ॥
कुमतबोधविरोधनिवेदकै–र्विहितजातिजरामरणान्तकैः ।
निरशनं प्रचुरात्मगुणालयं, सहजसिद्धमहं परिपूजये ॥
सकलचेतनजीवितदायिनी, विमलभक्तिविशुद्धिसमन्विता ।
भगवतः स्तुतिसारसुखासिका, श्रमहराऽऽमहाऽस्तु विभोः पुरः ॥

નૈવેદ્ય પૂજાનો મંત્ર : વિધિકારક બોલાવે તેમ બધાએ સામૂહિક ઘોષ રૂપે બોલવો.

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामंत्राय भव–भ्रमण–मूलभूत–आहारसंज्ञा-उच्छेदनाय नैवेद्यं यजामहे स्वाहा ।

ઘોષ રૂપે બોલવો.

નૈવેદ્ય પૂજાની ભાવના : વિધિકારક બોલે અને સઘળા આરાધકો શાંતિથી સાંભળે.

" અનાદિકાળના ભવ–ભ્રમણના મુખ્ય કારણરૂપ–

પ્રબલ આહારસંજ્ઞાને ટાળવા માટે

રસનેન્દ્રિયના વિકારોને પોષનાર વિવિધ જાતિના ભક્ષ્ય પદાર્થોની સામગ્રી–

વીતરાગ પ્રભુના શાસનના સર્વસ્વસમા

શ્રીનવકારમહામંત્રના આરાધ્યતમવર્ણોની પૂજ્યતા ધ્યાનમાં લઈ

શ્રીનવકારમહામંત્રના ચરણે ધરીને

ભવનિર્વેદની કેળવણી અને પરમપદ–મુક્તિની પ્રાપ્તિની મંગળ-કામના કરું છું."

## શ્રી નવકાર લઘુતપમાં છેલ્લા ચાર દિવસોમાં નૈવેદ્યપૂજાના દુહા

આહારે ઊંઘ વધે ઘણી, નિદ્રા દુઃખ ભંડાર ।
નૈવેદ્ય ધરી પ્રભુ આગળે, વરીએ પદ અણાહાર ॥
વિગ્રહગતિ દૂરે કરી, આપો પદ અણાહાર ।
ઈમ કરી જિનવર પૂજીએ, ઠવી નૈવેદ્ય રસાળ ॥
આહારે વેદ ઉદય વધે, જેહથી બહુ જંજાળ ।
નિર્વેદી આગળ ઠવો, ભરી નૈવેદ્યનો થાળ ॥

કાવ્ય–મંત્ર અને ભાવનાદિ પૂર્વવત્ જાણવા.



નિષ્કામબુદ્ધિએ નિષ્ઠાપૂર્વક પરમેષ્ઠીઓના શરણનો સ્વીકાર શ્રી નમસ્કાર મહામંત્રની સફળતાનો પાયો છે.

× ×

ગુણાનુરાગ અને સ્વદોષદર્શન શ્રી નવકારમહામંત્રની આરાધના રથના બે ચક્ર છે.

× ×

આજ્ઞાની વફાદારી આરાધનાનો પ્રાણ છે, તે માટે અહંભાવનું વિલીનીકરણ જરૂરી છે.

× ×

શ્રી પરમેષ્ઠીઓના સ્વરૂપની વિચારણાના આધારે બહિર્ભાવ જીવનમાંથી ઓગળી જાય છે.

# શ્રી નવકાર લઘુતપમાં ફળપૂજાની વિધિ

શ્રીનવકારના લઘુતપમાં જે દિવસે જેટલા સાથીયા હોય તે દિવસે તેટલા ફળ સાથીયા પર ચઢાવવાના હોય છે. એક સાથીયા પર એક ફળ જઘન્યથી ચઢાવવાનું હોય છે. શક્તિશાળી ભાવિક આરાધકે મુખ્ય એક નંદ્યાવર્ત્ત સાથીયા ઉપર શ્રીફળ ચઢાવવા ધ્યાન રાખવું.

બધા ફળ એક રકાબી કે થાળીમાં ગોઠવી સમર્પણ મુદ્રાએ (બંને હાથની પહોળી હથેળી સંયુક્ત રીતે ગોઠવી) નીચેના દુહા, કાવ્ય અને મંત્ર બોલી વિધિકારક ૨૭×૪=૧૦૮ ડંકા (થાળીના) વગાડે ત્યારે અંજલિ મુદ્રાએ (બે હાથ જોડી) ત્રણ નવકાર ગણવા.

ફળપૂજાની ભાવના ક્રિયાકારક બોલે તે બધાએ મનમાં ધારવી. બે મિનિટ મૌન રહેવું. પછી દરેક સાથીયા પર એકેક નવકાર ગણી એકેક ફળ ચઢાવવું.

## શ્રી નવકાર લઘુતપમાં શરૂઆતના પાંચ દિવસોમાં ફળ પૂજાના દુહા

**વિધિકારક શાંત, ધીરે સ્વરે બોલે, બધા સાંભળે.**

મોહ મહાભટ કેશરી, નામે તે મિથ્યાત ।
ફળ પૂજા પ્રભુની કરી, કરીએ તેહનો ઘાત ॥
અષ્ટ કર્મદળ ચૂરવા, આઠમી પૂજા સાર ।
પ્રભુ આગળ ફળ પૂજતાં ફળથી ફળ નિરધાર ॥
ફળપૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર ।
ફળ માંગો પ્રભુ આગળે, તાર તાર મુજ તાર ॥

ળ પૂજાનું કાવ્ય :—

शिवतरोर्फलदानपरैर्नवैः, वरफलैः किल पूजय तीर्थपम् ।
त्रिदशनाथनतक्रमपंकजं, निहतमोहमहीधरमंडलं ॥
शमरसैकसुधारसमाधुरै—रनुभवाख्यफलैरभयप्रदैः ।
अहितदुःखहरं विभवप्रदं, सहजसिद्धमहं परिपूजये ॥
अमलशान्तरसैकनिधिं शुचिं, गुणफलैर्मलदोषहरैरहं ।
परमशुद्धिफलाय यजे जिनं, परहितं रहितं परभावतः ॥

ળ પૂજાનો મંત્ર :—

**વિધિકારક સામુદાયિક રૂપે બધાને બોલાવે.**

" ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने रमेष्ठिने श्रीनमस्कारमहामंत्राय भवमूल—वासनोच्छेदाय मुक्ति-फलप्राप्तये फलं यजामहे स्वाहा."

ફળ પૂજાની ભાવના :—

વિધિકારક ખૂબ ગંભીરતાથી બોલે અને બધા મનમાં ધારે.

"સંસારી ફલની કામના કર્મોની પરંપરા વધારે છે,
તેથી પરમારાધ્યશ્રી નવકાર મહામંત્રના વર્ણોની આરાધના પ્રસંગે
મોક્ષફલની પ્રાપ્તિના પ્રધાન ઉદ્દેશ્યથી-એટલે કે-કર્મોના
બંધનમાંથી છુટવાના ફળને પામવા માટે—
વિવિધ જાતિના ફલોનું સમર્પણ કરું છું;"

**શ્રી નવકાર લઘુતપમાં છેલ્લા ચાર દિવસમાં**
**ફળ પૂજાના દુહા**

બંધની બેડી ભાંજવા, જિનગુણ ધ્યાન કુઠાર ।
ફળ પૂજાથી તે હુવે, ફળથી ફળ નિરાધાર ॥

ગોત્ર(સર્વ)કર્મ નાશે કરી, સિદ્ધ હુઆ મહારાજ ।
ફળ પૂજા તેહની કરી, માંગો અવિચલ રાજ ॥
ઇંદ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ ।
પુરૂષોત્તમ પૂજી કરી, માંગે શિવફળ ત્યાગ ॥

કાવ્ય-મંત્ર અને ભાવનાદિ પૂર્વવત જાણવું.

## શ્રી નવકાર લઘુતપમાં કાઉસ્સગ્ગની વિધિ

શ્રી નવકારના લઘુતપમાં રોજ ચૈત્યવંદન-સાથીયા વગે કર્યા પછી ઇરિયાવહી૦ કરી ખમાસમણું દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ કહી નીચેનું પદ (રોજ ક્રમશઃ) બોલ વંદણ૦ અન્નત્થ૦ કહી કાઉસ્સગ્ગ કરવો.



| | | | પદ આરાધનાર્થ | | લો. | કાઉ |
|---|---|---|---|---|---|---|
| પહેલે | દિવસે | णमो अरिहंताणं | કાઉ૦ કરું ઈચ્છં | કહી | ૭ | ,, |
| બીજે | ,, | णमो सिद्धाणं | ,, | ,, | ૫ | ,, |
| ત્રીજે | ,, | णमो आयरियाणं | ,, | ,, | ૭ | ,, |
| ચોથે | ,, | णमो उवज्झायाणं | ,, | ,, | ૭ | ,, |
| પાંચમે | ,, | णमो लोए सव्वसाहूणं | ,, | ,, | ૯ | ,, |
| છઠે | ,, | एसो पंचणमुक्कारो | ,, | ,, | ૮ | ,, |
| સાતમે | ,, | सव्वपावप्पणासणो | ,, | ,, | ૮ | ,, |
| આઠમે | ,, | मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं | ,, | ,, | ૧૭ | |
| નવમે | ,, | ,, ,, ,, | ,, | ,, | ૧૭ | ,, |

કાઉ૦માં બધા લોગસ્સ૦ સંપૂર્ણ ગણવા. કાઉ૦ પારી પ્રગ લોગસ્સ૦ સંપૂર્ણ કહેવો.

## શ્રીનવકાર લઘુતપમાં પ્રદક્ષિણાની વિધિ

કોઈપણ તપમાં જેટલા ખમાસમણ હોય તેટલા ખમાસમણા પ્રદક્ષિણા દેવા પૂર્વક હોય છે.-પ્રસંગ વિશેષે પ્રદક્ષિણા માટે સ્થળ-સમયની અનુકૂળતા ન હોય તો સંક્ષિપ્ત વિધિએ પ્રદક્ષિણા દેવાય, પણ શ્રીનમસ્કાર-મહામંત્ર-લઘુતપમાં બાલ જીવોને વિશિષ્ટ આરાધના-ના પગથારે લાવી આરાધનાના વિશિષ્ટ ફળ પ્રાપ્ત કરાવવાના શુભ આશયથી શક્ય હોય તો સામુદાયિક રીતે, નહીં તો ક્રિયાકારક બોલાવે તે રીતે નીચેના દુહા બધાએ ધીર-ગંભીર સ્વરે બોલી આરાધક સ્ત્રી-પુરૂષોમાંથી વિશિષ્ટ યોગ્યતાસંપન્ન ત્રણ કે પાંચ આરાધકો પ્રદક્ષિણા દે અને બાકીનાએ સ્વસ્થાને સ્થિત રહી પ્રદક્ષિણાના મર્મને લક્ષ્યમાં રાખી નમ્રભાવે ખમાસમણ દેવુ.

### પ્રથમ પ્રદક્ષિણાના દુહા

કાળ અનાદિ અનંતથી, ભવભ્રમણનો નહિ પાર ।
તે ભ્રમણા નિવારવા, પ્રદક્ષિણા દઉં સાર ।।

ભમતીમાં ભમતાં થકાં, ભવભાવઠ દૂર પલાય ।
પ્રદક્ષિણા તે કારણે, ભવિકજન ચિત્ત લાય ।।

બોલી પંચાંગ પ્રણિપાત ખમાસમણ દેવું.

### દ્વિતીય પ્રદક્ષિણના દુહા

જીવાદિ નવ તત્ત્વની સદ્દહણા સુખકાર ।
જન્મ મરણાદિ દૂર ટળે, સીઝે જો દરિસણ સાર ।।

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત ।
જ્ઞાન વિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત ।।

બોલી પંચાંગ પ્રણિપાત ખમાસમણ દેવું.

## તૃતીય પ્રદક્ષિણાના દુહા

ચય તે સંચય કર્મને., રિક્ત કરે વળી જેહ ।
ચારિત્ર તે નીરૂત્તે ભાખ્યું. તે વંદુ ગુણગેહ ।।

દર્શન જ્ઞાન ચારિત્ર એ, રત્નત્રય નિરધાર ।
પ્રદક્ષિણા તે કારણે, ભવદુઃખભંજણહાર ।।

બોલી પંચાંગ પ્રણિપાત ખમાસમણ દેવું.

卐

શ્રી નવકારની મંગળમયતા અનુભવવા માટે આપણી વૃત્તિઓને પૌદ્ગલિકભાવથી અળગી કરવાની જરૂર છે.

+ +

જેના હૈયે શ્રી નવકાર, તેને કરશે શું સંસાર ? ? ?

÷ +

પરમેષ્ઠીઓના આદર્શને લક્ષ્યમાં રાખી જીવનશુદ્ધિ માટે મથામણ યથાર્થ આરાધના છે.

# શ્રી નવકાર મહામંત્ર લઘુતપના ખમાસમણના દુહા

પહેલે દિવસે—

પૂજક પૂજ્યની પૂજના, કરતો પૂજ્ય તે થાય,
પંચપરમેષ્ઠીમાં પ્રથમ, તિણે પૂજો જિનરાય. ૧

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો શ્રીજિનભાણ ૨

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે. ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણાં દેવાં. (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो अरिहंताणं पदेभ्यो नमः બોલવું, )

બીજે દિવસે—

સકલ વિભાવ અભાવથી; પ્રગટયો શુદ્ધ સ્વભાવ;
જ્ઞેયથી જ્ઞાન અનંત જસ, તે સિદ્ધ નમો ધરી ભાવ ૧

અનંત જ્ઞાન દરિસણ ધણી, રૂપ બલ જાસ અનંત;
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત. ૨

ગુણ અનંત નિર્મલ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૩

ત્રણ દુહા બોલી પાંચ ખમાસમણ દેવાં. (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो सिद्धाणं पदेभ्यो नमः બોલવું.)

ત્રીજે દિવસે—

સામાચારી દશ કરે, ધરે દશ ચિત્ત સમાધિ;
ભાવાચારજ પરિહરે, સોલ કષાય વડ વ્યાધિ. ૧

દ્વાદશ અંગ ઉપાંગના, સૂત્ર અરથના જાણ;
દશધા રૂચિ શિક્ષા દુવિહ. ધરે સૂરિ ગુણખાણ. ૨

ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે;
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણી રે. ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણ દેવાં. (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो आयरियाणं पदेभ्यो नमः એમ બોલવું.)

ચોથે દિવસે—

સત્ય શૌચ સંતોષયુત. ચિત્ત પ્રસન્ન દયાલ;
ખલત્યાગી ઇન્દ્રિયજયી. સાતે સુખે સુખાલ. ૧

શ્રુતધર તત્ત્વ સુધારસી, ખસી વિભાવ વિરાધ;
વસી બુદ્ધિ જિન આગમે, તે ઉવજ્ઝાય આરાધ. ૨

તપ-સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગના ધ્યાતા રે;
ઉપાધ્યાય તેહિજ આતમા, જગબંધવ જગભ્રાતા રે. ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણ દેવાં. (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो उवज्झायाणं पदेभ्यो नमः એમ બોલવું.)

પાંચમે દિવસે—

આસનજયથી રૂજ હરે, પ્રાણાયામે પાવ;
મનવિકાર મુનિવર હરે, પ્રત્યાહાર પ્રભાવ. ૧

બાહ્ય અભ્યંતર તપ તપે, સોહં પદ કરે જાપ;
તે મુનિવરને વંદતાં, પલકમાં જાયે પાપ. ૨

અપ્રમત્ત જે નિત રહે, નવિ હરખે નવિ શોચે રે;
સાધુ સૂધા તે આતમા, શું મુંડે શું લોચે રે. ૩

ત્રણ દુહા બોલી ૯ ખમાસમણ દેવા (દરેક ખમાસમણે णमो लोए सव्वसाहूणं पदेभ्यो नमः એમ બોલવું.)

**છઠે, સાતમે, આઠમે અને નવમે દિવસે—**

પંચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોયે સવિ પાપનો નાશ;
સર્વ મંગલતણું એહ મૂલ, સુજશ વિદ્યા વિવેકાનુકૂલ.

एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं; पढमं हवइ मंगलं ॥

આ બે ગાથા બોલી છઠ્ઠે દિવસે ૮, સાતમે દિવસે ૮, આઠમે દિવસે ૧૭ અને નવમે દિવસે ૧૭ ખમાસમણ દેવા.

(દરેક ખમાસમણે ઉપરની બે ગાથા અને सकलद्वादशाङ्गोपानिषद्भूत–श्रीनमस्कारमहामन्त्र–चूलिकायै नमोनमः બોલવું.)

卐

ક્ષણ ક્ષણ સમરો શ્રી નવકાર,
પલ પલ સમરો શ્રી નવકાર.
ઘડી ઘડી સમરો શ્રી નવકાર,
અહર્નિશ સમરો શ્રી નવકાર.

# શ્રી નવકારમહામંત્ર લઘુતપનું ગણણું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પહેલા દિવસે | णमो अरिहंताणं | પદની | ૨૦ | માલા |
| ૨ | બીજા ,, | णमो सिद्धाणं | ,, | ૨૦ | ,, |
| ૩ | ત્રીજા ,, | णमो आयरियाणं | ,, | ૨૦ | ,, |
| ૪ | ચોથા ,, | णमो उवज्झायाणं | ,, | ૨૦ | ,, |
| ૫ | પાંચમે ,, | णमो लोए सव्वसाहूणं | ,, | ૨૦ | ,, |
| ૬ | છઠ્ઠે ,, | एसो पंचणमुक्कारो | ,, | ૨૦ | ,, |
| ૭ | સાતમે ,, | सव्वपावप्पणासणो | ,, | ૨૦ | ,, |
| ૮ | આઠમે ,, | मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं | ,, | ૨૦ | ,, |
| ૯ | નવમે ,, | ,, | ,, | ૨૦ | ,, |

—卐—

પાવન મંત્ર કહ્યો નવકાર, જે છે ચૌદ પૂર્વનો સાર ।
નવ લાખ ગણતાં નરક નિવારે, આપે સદ્ગતિ સાર ॥
શ્રી નવકારને હૈયે ધરતાં, નાસે પાપ વિકાર ।
સુખવૈભવની સાથે આપે, વિનય વિવેક ઉદાર ॥

શ્રી નવકારમહામંત્રના પદોના જાપપૂર્વક નવાંગપૂજા માટે ઉપયોગી




શ્રી વીતરાગ-અરિહંત પરમાત્માની સ્થાપના

## શ્રી નવકારમહામંત્રની આરાધનામાં આરાધકભાવના સ્થિરીકરણ માટે
# મહામંત્રના સામુદાયિક જાપની માંત્રિક વિધિ
[ ચંદન=પુષ્પ પૂજાની વિશિષ્ટ રીતિ ]

શ્રીનવકારમહામંત્રલઘુતપમાં ચૈત્યવંદન કર્યા પછી રોજ શ્રીનવકારમહામંત્રની અષ્ટપ્રકારી પૂજા દ્વારા દિવ્ય શક્તિનિધાન શ્રીનવકારના સ્ફટિક જેવા ઉજ્જ્વલ વર્ણોની શક્તિઓના સ્રોતને પોતાના હૈયામાં વહેતો કરવારૂપે ગંભીર શક્તિઓના ઉત્થાનનું રહસ્ય જ્ઞાનીઓએ સૂચવ્યું છે.

તેમાં પણ ચંદનપૂજા અને પુષ્પપૂજા ( ફૂલ અથવા તેના પ્રતીક તરીકે અણીશુદ્ધ અખંડ અક્ષતના એકેક દાણા દ્વારા કરાતો માંત્રિક જાપ ) બહુ મહત્વની છે. તેથી તેની વિગત સ્પષ્ટતાપૂર્વક જણાવાય છે.

### વિશિષ્ટ ચંદનપૂજા :—

આરાધકોમાંથી કોઈપણ એક વિશિષ્ટ શીલસંપન્ન ગુણવાન આરાધક પુરુષે ત્રણ નવકાર ગણી પ્રતિમાજી પધરાવ્યા હોય તો કેસર, કપૂર, બરાસ મિશ્ર ચંદનની વાટકી (ત્રણ નવકાર ગણી પ્રતીકના આલેપનવાળી) રકાબીમાં લઈને પ્રભુની જમણી બાજુ ઊભા રહેવું. પ્રતિમાજી ન પધરાવ્યા હોય તો અષ્ટ પ્રાતિહાર્યવાળી અગર સાદી શ્રી અરિહંત પ્રભુની પ્રતિકૃતિ આગળ રકાબીમાં વાસક્ષેપ લઈ ક્રિયાકારક પાસે ૩ નવકાર અને ૭ મૂળમંત્રના અભિમંત્રણથી મંત્રિત કરાવી કાસાની થાળીના ૨૭ ડંકા શરૂઆતમાં વગાડી પછી એકેક ડંકા સાથે નીચે મુજબ વીતરાગ પ્રભુની પૂજા કરવી.

એક આરાધક પ્રભુજીને તિલક આદિ કરે, બાકી બધા આરાધકો નવકારના તે તે પદનો સામુદાયિક ઘોષ કરી પ્રભુના તે તે અંગનું ધ્યાન ધરી તેના પર ભાવથી તિલક કરવાની વિચારણા મનમાં ચાલુ રાખે

**વિશિષ્ટ પુષ્પપૂજા :—**

શ્રી નવકારના તપમાં અષ્ટપ્રકારી પૂજામાં આવતી પુષ્પપૂજા શક્ય હોય તો શ્વેત શુદ્ધ ૧૦૮ જાતિપુષ્પ (જુઈના ફૂલ) એક રકાબીમાં લઈ શ્રી નવકારના મૂલમંત્ર (૭ વાર)થી અભિમંત્રિત કરી ગમે તે એક આરાધક શીલસંપન્ન પુરુષ પ્રભુની જમણી બાજુ ઊભો રહે. પુષ્પનો યોગ ન હોય તો અક્ષતના એકેક દાણાથી પુષ્પપૂજા કરવી.

તે વખતે બીજા આરાધકો ડાબા હાથની હથેળીને અર્ધસંપુટમુદ્રાએ ડાબી છાતી આગળ હૃદયના ભાગ આગળ પ્રભુ સન્મુખ ધરી જમણા હાથે પ્રવચન મુદ્રા કરવી, તેમાં ચોખાનો એક દાણો અંગુઠો અને તર્જની વચ્ચે રાખી વીતરાગ પ્રભુના બિંબ કે ચિત્ર સામે ધરી પ્રભુના શાંતસુધારસ ભર્યા કે શુક્લધ્યાન ભર્યા શરીરરૂપ મહાસાગર કે તેજપુંજમાં અક્ષતને વિશિષ્ટ રીતે પરિભાવિત કરવાના સંકલ્પ સાથે પુષ્પપૂજા દ્વારા પ્રભુના ચરણોમાં આત્મ–સમર્પણ કે આત્મવિશોધનનું તત્ત્વ વિકસિત કરવાનો ભાવ કેળવવો.

ક્રિયાકારક શુદ્ધસ્વરે ૧૦૮ શ્રીનવકારમહામંત્ર ઉચ્ચ સ્વરે બોલે. દરેક નવકારે થાળીનો એકેક ડંકો વગાડવો, બધા આરાધકો આરાધના–મંદિરમાંના શ્રીનવકારમહામંત્રના શુદ્ધ આલેખપટો સામે દ્રષ્ટિ રાખી શ્રી નવકારની જોડણી સંબંધી સાવધાની કેળવી મનમાં શુદ્ધ ઉચ્ચાર કરે.

આ રીતે ૧૦૮ નવકાર દ્વારા માન્ત્રિક શક્તિથી દરેક આરાધક પુણ્યાત્માના હૈયામા શ્રી નવકાર–મહામંત્રની આરાધનાનું અપૂર્વ

સામર્થ્ય જામે છે, અને પરિણામે આરાધક ભવ્યાત્મા આરાધનાના પરમાર્થને જીવનમાં સ્થિર કરવાનું સૌભાગ્ય મેળવી શકે છે.

છેલ્લા ત્રણ નવકાર દરેક આરાધક પાસે શુદ્ધ ઉચ્ચાર (પદ-સંપદા-સંહિતા આદિના વિવેકપૂર્વક) સાથે ક્રિયાકારકે સામુદાયિક બોલાવવા.

### શ્રી નવાંગપૂજામાં નવકારમંત્રના પદોની વ્યવસ્થા

| | | | |
|---|---|---|---|
| ૧ | જમણા પગના અંગૂઠે | — | णमो अरिहंताण |
| ૨ | ડાબા ,, ,, | — | णमो सिद्धाणं |
| ૩ | જમણા ઢીંચણે | — | णमो आयरियाणं |
| ૪ | ડાબા ,, | — | णमो उवज्झायाणं |
| ૫ | જમણા કાંડે (હાથે) | — | णमो लोए सव्वसाहूणं |
| ૬ | ડાબા ,, ,, | — | एसो पंचणमुक्कारो |
| ૭ | જમણા ખભે | — | सव्वपावप्पणासणो |
| ૮ | ડાબા ,, | — | मंगलाणं च सव्वेसिं |
| ૯ | શિખા ઉપર | — | पढमं हवइ मंगलं |
| ૧૦ | લલાટ ,, | — | णमो अरिहंताणं |
| ૧૧ | કંઠ ,, | — | णमो सिद्धाणं |
| ૧૨ | વક્ષસ્થલ (છાતી) ઉપર | — | णमो आयरियाणं |
| ૧૩ | નાભિ ઉપર | — | णमो उवज्झायाणं |
| ૧૪ | *અંજલિમાં | — | णमो लोए सव्वसाहूणं |

*શાસ્ત્રસમ્મત સામાચારી અને પૂર્વપુરુષાચરિત ગીતાર્થસમ્મત પરંપરા પ્રમાણે નવાંગપૂજામાં અંજલિમાં તિલક કરવું વિહિત નથી, છતાં અહીં શ્રીનવકારમહામંત્રના પદો ડમરૂકમણિ-ન્યાયે વિશિષ્ટ શક્તિવાળું આ (પાંચમું) પદ અપૂર્વ રીતે ભવ્યાત્માને સાધનામાં ઉપયોગી થાય તે વિવક્ષાએ અહીં ફક્ત ભાવથી તિલક કરવારૂપે (કેશરથી કરવું નહિ) આ (પાંચમા) પદની સ્થાપના અંજલિમાં જાણવી.

વિધિકારક બોલાવે તે પ્રમાણે સંપુટમુદ્રા કાયમ રાખી દરેકે ધીર–ગંભીરપણે સામુદાયિક રીતે બોલવા.

" शिवमस्तु सर्वजगतः,
परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं,
सर्वत्र सुखी–भवतु लोकः ॥ १ ॥ "

" सर्वत्र सर्वे गुणिनो भवन्तु,
सर्वत्र सर्वे सुखिनो भवन्तु ।
सर्वत्र सर्वे कृतिनो भवन्तु,
सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ २ ॥

" खामेमि सव्वजीवे,
सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु,
वेरं मज्झ ण केणइ ॥ ३ ॥

" બધા વિશ્વનું થાઓ કલ્યાણ આજે,
બનો સજ્જ સહુ પારકા હિત કાજે ।
બધા દૂષણો સર્વથા નાશ પામો,
જનો સર્વ રીતે સુખને જ પામો ॥ ૪ ॥"

" ખમાવું બધા જીવને આજ પ્રીતે,
ખમો તે બધા મુજને સર્વ રીતે ।
બધા જીવમાં મિત્રતાને પ્રસારૂં,
નથી કોઈ સાથે હવે વૈર મ્હારૂં ॥ ૫ ॥ "

પછી ત્રણ નવકાર બધા મનમાં ગણે. વિધિકારક નીચેની ભાવના બોલાવે તેને સહુ આરાધકો શાંત–મધુર સ્વરે સામુદાયિકરૂપે બોલે.

## લોકોત્તર ભાવના

### અનુપમ મૈત્રી

"જો શક્તિ મુજને મળે, (તો) આપું સહુને સુખ ।
કર્મના બંધન ટાળીને, કાપું સહુના દુઃખ ॥ ૧ ॥

### ક્ષમાપના

મુજને દુઃખ આપે ભલે ! તો પણ હું ખમું તાસ ।
સુખ પીરસવા સર્વને, છે મ્હારો અભિલાષ ॥ ૨ ॥

### સર્વાત્મભાવ

જગના પ્રાણીમાત્રને, વ્હાલા છે નિજ પ્રાણ ।
માટે મન વચન કાયથી, સદા કરૂં તસ ત્રાણ ॥ ૩ ॥

### પરહિત ચિંતા

આશીર્વાદ મુજને મળો, ભવોભવ એ મુજ ભાવ ।
ત્રસ–સ્થાવર જીવો બધા, દુઃખીયા કો નાવિ થાય ॥ ૪ ॥

### અનુપમ વાત્સલ્ય ભાવ

ભવોભવ એ મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય ।
(તો) શ્રી જિનશાસન વિષે, સ્થાપું જીવ બધાય ॥ ૫ ॥"

પછી બધા આરાધકો ઊભા થઈ સામુદાયિકરૂપે બોલે.

" उपसर्गाः क्षयं– यांति, छिद्यन्ते विघ्नवल्लयः ।
मनः प्रसन्नतां याति, पूज्यमाने जिनेश्वरे ॥ "

" सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ "

પછી પુરુષો અને સ્ત્રીઓએ જુદા જુદા થાળમાં ૧૦૮ નવકારથી અભિમંત્રિત ચોખા વ્યવસ્થિત રીતે ભેગા કરી **અક્ષતપાત્ર** (કે જે આરાધનાના પ્રથમ દિવસે ચતુર્થવ્રતધારીના હાથે સ્ત્રી અને પુરુષ માટે જુદા જુદા પધરાવેલ હોય તે)માં પુરુષ અને સ્ત્રીના જુદા જુદા પધરાવી ત્રણ નવકાર ગણી પુરુષોના અક્ષતપાત્ર ઉપર શ્રીફળ મૂકી પીળું રેશમી વસ્ત્ર ઢાંકી સાત વેંતની નાડાછડીથી બાંધવું. સ્ત્રીઓના અક્ષતપાત્ર ઉપર શ્રીફળ મૂકી સફેદ રેશમી વસ્ત્ર ઢાંકી નવ વેંતની નાડાછડીથી બાંધવું.

પછી "સમરો મંત્ર ભલો નવકાર" અને નીચેનું સ્તવન શાંતિથી બોલવું.

### શ્રી નવકારમહામંત્રનો મહિમા સૂચવતું માર્મિક પદ

"બોલ મા! બોલ મા! બોલ મા રે,
શ્રી નવકાર વિના કશું બોલ મા! ॥

શ્રી નવકારનું ધ્યાન તજીને,
વિષયનું વિષ તું ઘોળ મા રે....નવકાર

જગતના સુખ સહુ ક્ષણિક છે રે,
તેના ભોગ વિલાસમાં ડોલ મા રે....નવકાર૦

યા હોમ કરીને કુદકા મારી,
નરકની બારી તું ખોલ મા રે....નવકાર૦

ગુરુવચણે સાચું ભાન જ કેળવી,
અવર મંત્ર તું બોલ મા રે....નવકાર૦

શાશ્વત સુખની પ્રાપ્તિ માટે,
નવકાર વિના કશું બોલ મા રે....નવકાર૦

卐

# શ્રીનવકાર લઘુતપમાં આત્મશક્તિના વિશિષ્ટ વિકાસ માટે માંત્રિક વિધિ

શ્રીનવકારના લઘુતપમાં ગુરુગમ અને આમ્નાયબળે આત્મશક્તિના આરાધકભાવને અનુકૂળ વિકાસ માટે અમુક ચોક્કસ દિવસે ચાલુ વિધિ ઉપરાંત માંત્રિક વિધિથી શક્તિનું સર્જન કરવાનું હોય છે.

આવી વિધિ શ્રીનવકારના લઘુતપમાં પહેલા, ચોથા, છઠ્ઠા નવમા અને પારણાના દિવસે વિશિષ્ટ રીતે કરવાથી માંત્રિક શક્તિનું બળ મેળવાય છે.

આ વિધિ સામુદાયિક ૧૦૮ નવકારના જાપ પછી કરવાની હોય છે, ફક્ત પ્રથમ દિવસની શ્રીફળ સ્થાપનાની વિધિ કાઉ૦ ખમા૦ પછી સામુદાયિક ૧૦૮ નવકારના જાપ પૂર્વે કરવાની હોય છે.

## પ્રથમ દિવસની માંત્રિક વિધિ—

નાડાછડી (૧ા વેંતની) ત્રણ નવકાર ગણી શ્રીફળને વીંટાળી દરેક આરાધકે ઊભા થઈ ક્રિયાકારક થાળીના ૩×૩=૯×૩=૨૭ ડંકા વગાડે એટલે ૭ નવકાર ગણવા.

પછી જમણા હાથની અનામિકા સાથે અંગુષ્ઠને મેળવી શ્રીફળને ડાબા હાથની હથેળીમાં રાખી ક્રિયાકારક મંત્ર બોલે તે શાંતિથી સાંભળવો.

જયોત

પછી ક્રિયાકારકે ત્રણ નવકાર એક चत्तारि मंगलं અને ત્રણ મૂળમંત્ર બોલી નીચેનો મંત્ર બધાંને બોલાવવો.

"ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामंत्राय आराधकभावस्थिरीकरणाय पुद्गलभावपरिहारप्रतीकरूपश्रीफलं स्थापयामि ह्राँ ह्रीँ ह्रूँ क्षूँ फट् वषट् क्लीँ स्वाहा।"

૨૭+૪=૧૦૮ ડંકા થાળીના વગાડવા, તે દરમ્યાન દરેક આરાધક ત્રણ નવકાર મનમાં ગણે પછી ૭ નવકાર ગણી શુદ્ધ લાલ વસ્ત્રના પાથરણાવાળી નાભિપ્રમાણ ઊંચી ભૂમિએ બધા શ્રીફળ પધરાવવા.

( સ્ત્રી-પુરુષના જુદા )

પછી પાવલી ( ૨૫ નયા પૈસા ) પ્રવચન મુદ્રાએ રાખી વીતરાગ પ્રભુ સામે એકાગ્રદષ્ટિ રાખી ૩ નવકાર પદ્માસને બેસીને ગણે, ( પુરુષો માટે પદ્માસન, સ્ત્રીઓ માટે ચૈત્યવંદન મુદ્રા જાણવી. )

ક્રિયાકારક ઊભા થઈ ૭×૩=૨૧ ડંકા વગાડે અને નીચેનો મંત્ર બોલે.

"ॐ ह्रीँ श्रीँ ब्लूँ फट् वषट् श्रीनमस्कारमहामंत्राराधना-स्थिरीकरणार्थं चित्तचाञ्चल्यप्रबलहेतुभूतअर्थवासनासमूलोच्छेदनार्थं च द्रव्यं समर्पयामि स्वाहा।"

ત્રણ વાર મંત્ર બોલી ૯+૩=૨૭ ડંકા વગાડી બધાને ૩ નવકાર ગણવાનું કહી વિધિકારક મૂલમંત્રનો જાપ મનમાં ૭ વાર કરે, છેલ્લે ૨૭ ડંકા વગાડી પાવલી અક્ષતપાત્રમાં સહુની પધરાવવી.

( સ્ત્રીઓ-પુરુષોની જુદી સ્થાપના જાણવી. )

## ચોથે દિવસે કરવાની વિધિ :—

૩ બદામ અને ૭ નયા પૈસા એક રકાબીમાં રાખી જમણા હાથની તર્જની અડાડી રાખી નીચેનો મંત્ર વિધિકારક બોલે તે સાંભળવો.

ॐ ह्रीँ श्रीँ परमेष्ठिने अचिन्त्यशक्तियुक्ताय ब्लूँ क्ष्वीँ क्ष्म्ल्व्यूँ झ्रौँ झ्रौँ अर्हं – ममत्वभावापसर्पणं आज्ञानिष्ठत्वं साम्प्रप्नोतु ह्रीँ क्लीँ नमः स्वाहा।"

આ મંત્ર ૩ વાર બોલવો.

પછી ૭ નયા પૈસા એકેક નવકાર ગણી ⁘ આ રીતે રકાબીમાં સ્થાપી ડાબા હાથની હથેળીમાં સ્થાપી બાર નવકાર ગણવા.

અક્ષતપાત્રમાં બદામ અને પૈસા પધરાવવા.

## છઠ્ઠે દિવસે કરવાની માંત્રિક વિધિ :—

૩ નૈવેદ્ય અને ૨ ફળ તથા દશ નયા પૈસા (બે) રકેબીમાં લેવા.

"एसो मंगलणिलओ, भवविलओ सयलसंघसुहजणओ।
सिरिणमुक्कारमहामंतो, चिंतियमित्तो सुहं देइ॥"

"उक्कोसो सज्झाओ, चउदसपुव्वीण बारसंगाइं।
तत्तो परिहाणीए, जाव तयत्थो णमुक्कारो॥"

"पणव–हिरिया–रिहा, इअ मंतह बीयाणि सप्पभावाणि॥
सव्वेसिं तेसिं मूलो, इक्को णमुक्कारवरमंतो॥"

જ્યોત

ઉપરની ગાથાઓ ધીરે સ્વરે બોલી ૭×૩=૨૧ ડંકા થાળીના
વગાડી નૈવેદ્ય અને ફળ નીચેનો મંત્ર ભણી રકાબીમાં ચઢાવવાં.

" ॐ ह्रीँ क्ष्वीँ पाँ पाँ द्रूँ द्रौँ सिरिणमुक्कारमहामंतस्स अप्पस-
रुवविसुद्धिहेउं परमिट्ठिसरुवेगग्गज्झाणथिरत्तं आराहणासुद्धिं संपावेउं णेवे-
ज्जजुयं फलं समप्पेमि स्वाहा । ".

પછી હથેલીમાં ૧ દશ નયા પૈસા રાખી, અને એકને અના-
મિકા અંગુઠા વચ્ચે રાખી ' सिरिणमुक्कारमहामंतचूलियासमाराहण-
सत्ति वंजेउं असुहज्झवसाणबलहाणिं सुहज्झवसाणबलवुड्ढिं परमिट्ठिसरणा-
गइवसेण संकप्पेमि ह्रीँ क्लीँ क्ष्रूँ संवौषट् "
મંત્ર બોલી થાળીનો ડંકો વગાડવો, ફરી મંત્ર બોલવો. આ
રીતે ૭ ડંકા વગાડવા.

પછી મૂળમંત્ર અને ૬ પશ્ચાનુપૂર્વી નવકાર બોલી ૨૭ ડંકા
થાળીના વગાડી બંને ૧૦ નયા પૈસાને અક્ષતપાત્રમાં પધરાવવા.

**નવમે દિવસે કરવાની માંત્રિક વિધિ :-**

શ્રી નવકારના લઘુતપમાં દરેક આરાધકે લઘુતપની આરા-
ધનાની વિશિષ્ટ શક્તિને પરિકમ્પિત કરી જીવનમાં સ્થિર કરવા
માટે નવમે દિવસે સામુદાયિક ૧૦૮ નવકારના જાપ પછી ૧૦૮
ચોખાના દાણાની ૧ પડીકી, ૧ પાવલી ( ૨૫ નયા પૈસા ) અને
૩ નૈવેદ્ય અને ૧ ફળ ( જરા મોટું ) રકામીમાં રાખી ઉપર રૂમાલ
ઢાંકી નીચેની ગાથાઓ વિધિકારક બોલે તે દરેકે સાંભળવી.

" एसो परमिट्ठीणं, पंचण्ह वि भावओ णमुक्कारो ।
सव्वस्स कीरमाणो, पावस्स पणासणो होइ ॥ "
" भुवणे वि मंगलाणं मणुआसुरअमरखयरअहियाणं ।
सव्वेसिमिमो पढमो, होइ महामंगलं पढमं ॥ "

"એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય ।
સંચિત સાગર સાતના, પાતિક દૂર પલાય ॥"
"ચૌદ પૂરવમાં સાર ભણીઓ, મહામંત્ર નવકાર ।
મૌની વ્રત આરાધતાં, સુખે તરીએ સંસાર ॥"

પછી ૩×૩=૯ ડંકા થાળીના વગાડી નીચેનો મંત્ર વિધિ-કારક બોલે, ત્યારે દરેક આરાધક રૂમાલ નીચેથી અંદર નૈવેદ્ય-ફળને સ્પર્શ કરવા પૂર્વક સાંભળે.

"ॐ क्लीँ क्ष्वीँ ह्सौँ क्म्ल्व्यूँ सौँ ह्रौँ ह्रः ह्रीँ सिरिणमुक्कार-महामंताराहणबलेण संकप्पविकप्पमालोवसमणं परमट्ठमुक्खमग्गाराहणं भावारुग्ग-चित्तसमाहिसंपाडणं देव-गुरुपसत्तिवसेण मम हुज्ज ह्रीँ क्लीँ ह्रीँ क्ष्रूँ स्वाहा"

ત્રણવાર આ મંત્ર બોલવો.

પછી દરેક આરાધકે ત્રણ નવકાર ગણી રૂમાલ લઈ નૈવેદ્ય-ફળની રકાબીને જમણા હાથે ધારી સમર્પણ મુદ્રાએ ' णमो अरिहंताण सव्वपावप्पणासणो" એ બે પદ ૭ વાર સામુદાયિક બોલી નૈવેદ્ય-ફળ ચઢાવવા.

પછી પાવલી અસ્રમુદ્રાએ તર્જની-મધ્યમાના વચ્ચે પકડી ૩ નવકાર ગણી વિધિકારક બોલાવે. તે રીતે અ....રિ....હં....ત.... ૧૮ વાર જપી અરિહંત....અરિહંત એ ૯ વાર સામુદાયિક બોલવા.

"ॐ ह्रीँ क्लीँ क्ष्वीँ
एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं; पढमं हवइ मंगलं ॥
ह्रौँ ब्लूँ द्रां द्रीँ नमः क्ष्रूँ क्लूँ फट्"

આ મંત્ર વિધિકારક અત્યંત ગંભીર સ્વરે બોલી થાળીના ૭×૪=૧૦૮ ડંકા વગાડે.

પછી પાવલી અક્ષતપાત્રમાં પધરાવવી.

**પારણાને દિવસે સવારે કરવાની વિધિ :-**

આ વિધિ શ્રી નમસ્કાર મહામંત્રનું માંડલું બનાવી લઘુ કે બૃહત્પૂજન ન હોય તો કરવી.

"પંચધાન્ય ત્રણ મુઠી અને ૧ નૈવેદ્ય, ૧ ફળ તથા શુદ્ધ રીતે લખેલ શ્રી નવકારમહામંત્ર (મૂળ) લઈ આરાધના મંદિરમાં આવી દરેકે ૨૭ નવકાર ગણવા.

પછી વિધિકારક शक्रस्तवदंडक (શક્ય હોય તો પૂ શ્રી સિદ્ધસેન દિવાકર રચિત મોટું શક્રસ્તવ બોલે, નહીં તો णमोत्थुणं० સૂત્ર) અને जय वीयराय० સૂત્ર બોલે. તે સાંભળી સામુદાયિક ત્રણ નવકાર ગણી પંચધાન્યથી નવકારનું પ્રતીક થાળીમાં બનાવી ૨૭ નવકારનો જાપ સામુદાયિક કરી ૩ નવકાર અને નીચેનો મંત્ર બોલી નૈવેદ્ય ચઢાવવું અને પશ્ચાનુપૂર્વી નવકાર ગણી ફળ ચઢાવવું.

" ॐ ह्रीँ सर्वपापक्षयङ्कराय अभयङ्कराय विशुद्धपरमपदप्रापकाय परमेष्ठिनमस्काररूपाय शाश्वतमन्त्राय मन्त्राधिराजाय श्रीनमस्कारमहामन्त्राय सदाज्ञाराधनां सानुबन्धां भवभवव्युच्छेदिकां कुरु कुरु स्वाहा ह्रीँ क्लीँ नमः फट् स्वाहा "

મૂળ લખેલ શ્રી નવકાર મહામંત્રનું પાનું ગુરુ મહારાજને આપવું.

卐

## શ્રી નવકારમહામંત્ર (લઘુ) તપની ક્રિયામાં સામુદાયિક શ્રી નવકારના જાપથી મંત્રિત ૧૦૮ ચોખાના દાણાની વિધિ

રોજ ક્રિયા પૂરી થયા પછી **નવકારમહામંત્ર**ના સામુદાયિક જાપથી મંત્રિત ચોખાના ૧૦૮ દાણા પવિત્ર સ્થળે મૂકેલ અક્ષતપાત્રમાં ૩ નવકાર ગણવા સાથે પધરાવવા.

નવે દિવસના ચોખાના દાણા સાચવીને રાખવા.

તેનો ઉપયોગ છેલ્લા દિવસે **શ્રીનવકારમહામંત્રની મહાપૂજા** (અનુકૂળતા હોય તો) માં માન્ત્રિક દૃષ્ટિએ બહુ મહત્ત્વનો થાય છે. મહાપૂજાનો સંયોગ ન હોય તો પારણાના (દશમા) દિવસે પવિત્ર ભૂમિએ નાભિ પ્રમાણ (પાટ વગેરેથી બનાવેલ) પીઠિકા ઉપર તે ચોખાથી નીચે મુજબના રંગોની વ્યવસ્થાવાળું માંડલું બનાવવું.

પ્રથમ ૨૭ નવકાર અને ૯ ઉવસગ્ગહરં૦ અને ૩ चत्तारि मंगलं ના પાઠ સાથે સોનાવાણીના જલથી ભૂમિ પવિત્ર કરવી.

પછી દરેક રંગવાર બધી થાળીઓમાં શ્રીનવકારનું પ્રતીક કરી તેના ઉપર ૪૧ નવકાર ગણી મંત્રવી.

પછી ત્રણ બાંધી માળા ગણેલ શિખાબદ્ધ (શિખા ન હોય તો ૭ નવકાર ગણી નાડાછડી ૧। વેંતની મસ્તકના મધ્ય ભાગે વાળ સાથે ગૂંથી લેવી) પાંચ શ્રાવકો (બને તો શ્રીનવકારમહામંત્ર લઘુતપના આરાધકો) અન્યથા (છ મહિના સુધી) ઓછામાં ઓછા ૯ દિવસના બ્રહ્મચર્યવ્રત, રાત્રિભોજન ત્યાગ અને ૧

બાંધી નવકારવાળી ગણવાના સંકલ્પવાળા શ્રાવકો માંડલું બનાવવાની શરૂઆત કરે.

વચ્ચે ગોળ માંડલું કરી ચાર દિશામાં વચલા ગોળાકારથી જરા નાના ચાર વર્તુળ બનાવવા, અને ચાર વિદિશા (ખૂણાઓ)માં બદામ આકારના—શ્રીવીતરાગ પરમાત્માની આજ્ઞારૂપ તિલકાકારે ચાર ખાનાં બનાવવા.

માંડલાના ખાનાઓમાં રંગની વ્યવસ્થા નીચે મુજબ—

૧ વચ્ચે ગોળ-મોટું વર્તુળ-(શ્રીનવકારના પહેલા પદનું), સફેદ.
૨ ઉપર નાનું વર્તુળ-(શ્રીનવકારના બીજા પદનું), લાલ.
૩ જમણે નાનું વર્તુળ-(શ્રીનવકારના ત્રીજા પદનું), પીળો.
૪ નીચે નાનું વર્તુળ-(શ્રીનવકારના ચોથા પદનું), લીલો.
૫ ડાબે નાનું વર્તુળ-(શ્રીનવકારના પાંચમા પદનું), વાદળી.

(ચારે દિશાના લાલ, પીળો, લીલો અને વાદળી ચારે રંગ ઉઘડતા એટલે શ્વેત—સફેદ મિશ્રિત જાણવા.)

૬ જમણે ઉપર તિલકાકારે ખાનું (શ્રીનવકારના છઠ્ઠા પદનું), (સફેદ, લાલ, પીળો, લીલો, વાદળી) પાંચ રંગોનું.
૭ જમણે નીચે તિલકાકારે ખાનું (શ્રીનવકારના સાતમા પદનું), ઘેરા લાલ રંગનું.
૮ ડાબે નીચે તિલકાકારે ખાનું (શ્રીનવકારના આઠમા પદનું), ગુલાબી રંગનું.
૯ ડાબે ઉપર તિલકાકારે ખાનું (શ્રીનવકારના નવમા પદનું), સફેદ—ચાંદીનું.

વચલા વલયની ફરતી કિનારી સોનાના વરખની બાંધવી. નવમા ખાનામાં ચાંદીના વરખ છાપવા.

આખા વલયને ફરતી ચાર કિનારીઓ ( પંચરંગી, ઘેરો લાલ, ગુલાબી અને સફેદ (ચાંદીના વરખની) બનાવવી. )

ઉપર ह्रीँ કાર પીળો બનાવી તેના સાડા ત્રણ આંટા પંચરંગી ચોખાથી અથવા લાલ-લીલા અને પીળા ચોખાથી બનાવી નીચે સફેદ क्रौँ બનાવવો.

ઉપર કળશનો આકાર, નીચે બેસણી, બે બાજુ પછેડી અને ઉપર બે આંખો બનાવવી.

બેસણીમાં પાંચ પ્રતીક, બે પછેડીમાં પાંચ પ્રતીક, ઉપર કલશાકારમાં સાત પ્રતીક, શિખાએ ત્રણ પ્રતીક, બે પડખે બે પ્રતીક અને બેસણીના નીચેના ભાગે પાચ પ્રતીક બનાવવાં.

ઉપર " श्री नमस्कारमहामंत्रप्रतीक मंडल" લખવું.

આ પ્રમાણે **શ્રી નવકારમહામંત્રનું** માંડલું બનાવી તેની આગળ દરેક આરાધકે યથાશક્તિ ( ન બને તો નવ-નવની સંખ્યામાં વિવિધ ફલ, નૈવેદ્ય ધરાવવું.

ભાવના-શક્તિની અનુકૂળતા હોય તો અષ્ટપ્રકારી પૂજાનો સામાન, કેશર, ચંદન, અંગલૂંછણાનું કપડું વાળાકૂંચી, સોના-ચાંદીના વરખ વગેરે પૂજાની સામગ્રી પણ ચડાવવા ધ્યાનમાં રાખવું.

આ માંડલું **આરાધના-મંદિર** આગળ બનાવાય તો સારૂં.

એ માંડલાની આગળ પારણાના દિવસે પૂ. શ્રી રૂપવિજયજી મ૦ કૃત પંચકલ્યાણક પૂજા અથવા ૪૫ આગમો વ્યવસ્થિત

ાવી ૪૫ આગમનું *માંડલું બનાવી પૂ૦ વીરવિજયજી મ૦ કૃત
આગમની પૂજા ભણાવી, તેના શાંતિકળશના પાણીમાં તપના
મ દિને સ્થાપન કરેલ મંગલ કુંભ (૮૧ નવકાર અને ૨૭
ાનુપૂર્વી નવકાર ગણી ઉથાપી )નું જળ મિશ્ર કરી ગામ ફરતી
જતે ગાજતે ધારાવાડી દેવી.

પારણાના દિવસે ૨૧ નવકાર ગણી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ
ને ૨૭ નવકાર ગણી શ્રી નવકારના પટને **શ્રી મહાનિશીથ**
ને **શ્રી ભગવતીસૂત્રને** ૯ નવકાર ગણી અને બાકીના બધા
ાગમો વગેરે ત્રણ-ત્રણ નવકાર ગણી ઉથાપી શાસનપ્રભાવના વધે
રીતે ભવ્ય રથયાત્રા કાઢવી.

卐

* આ માટે જુઓ પરિશિષ્ટ ચોથું.

કલ્પતરૂ ને ચિંતામણિ સમ, મંત્ર મહા નવકાર ।
મંગલ આપે દુખડાં કાપે, ખોલે મુક્તિનાં દ્વાર ॥
ચૌદ ભુવનમેં સાર હૈ, હેજશું હિયડે ધાર ।
ઈણસમ અવર નહીં કોઈ, ખરો મંત્ર નવકાર ॥
તીન જોગ તીન કરણથી, વંદું વારંવાર ।
ખરૂં શરણ એહનું, ખરો મંત્ર નવકાર ।

* *

વૃત્તિનો લય જાપનું ઉત્કૃષ્ટ ફળ છે, શ્રી નવકાર મહામંત્રના આલંબને વૃત્તિઓ અશુભમાંથી સર્વથા પલટે છે.

# શ્રી નવકારમહામંત્રની મહત્તા

शरीरं सुरूपं सुरम्यं कलत्रं,
धनं मेरुतुल्यं वचश्चारु चित्रं ।
नमस्कारमन्त्रे मनश्चेन्न दत्तं!,
ततः किं ? ततः किं? ततः किं? ततः किं ? ॥

ભાવાર્થ:—જો શ્રી નવકારમહામંત્રના સ્મરણાદિમાં ચિત્ત પરોવ્યું નહિ તો પછી—

—સુંદર-રૂપાળું શરીર હોય તોય શું ?

—રૂપસમૃદ્ધ સ્ત્રી હોય તોય શું ??

—મેરૂ જેટલું અપાર ધન હોય તોય શું ???

અને

—સુંદર વચન-ચાતુરી મળી હોય તોય શું ????

એટલે-સઘળી સુંદર સામગ્રીની સફળતા
શ્રી નવકારમહામંત્રના સ્મરણમાં
સહકારી થવામાં છે !!!

—શ્રી ઉપદેશતરંગિણી

॥ श्रीनमस्कार-महा-मन्त्र-पूर्णकुम्भ ॥

श्री

॥णमो अरिहंताणं॥
॥णमो सिद्धाणं॥
॥णमो आयरियाणं॥
॥णमो उवज्झायाणं॥
॥णमो लोए सव्वसाहूणं॥
॥एसो पंचणमुक्कारो,
सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं,
पढमं हवइ मंगलं॥

આત્મશક્તિઓના પૂર્ણકુંભ સમાન
**શ્રી નમસ્કારમહામંત્ર**





# પરિશિષ્ટ ૧



શ્રી નવકારમહામંત્ર લઘુતપની આરાધનામાં આરાધકભાવને ટકાવવા રોજની દૈનિક–વિધિમાં ચૈત્યવંદન અને વાસક્ષેપ પૂજા પછી શ્રી નવકારમહામંત્રના વિવિધ છંદો, સ્તવનો અને મહિમા-ગીતોનું ગાન–શ્રવણ અત્યંત જરૂરી હોઈ કેટલાક સુંદર મનનીય છંદ, સ્તવન, ગીતો વગેરે અહીં આપવામાં આવે છે.

## શ્રી નવકાર મહિમા

સમરો શ્રી નવકાર, સાર પૂરવ તણો,
નવનિધિ સિદ્ધિ આપે સદા;
મહિમા મોટો જાસ સંકટ સવિ ટળે,
ફળે મનોરથ સંપદા એ.

અડસઠ વરણ વિખ્યાત, સાત ગુરૂ અક્ષર,
નવપદ આઠે સંપદા એ;
સાત સાગરના પાપ જાયે અક્ષરે,
સંપૂરણ પાંચ સય મુદા એ.

હત્યા ચાર કરી જિણેએ, વળી કર્યા પાપ અનેક;
છૂટકવારો એહુથીએ, આવે ચિત્ત વિવેક.
મંત્રમાહે મોટો કહ્યો એ, લાખ ગુણે મનરંગ;
તીર્થંકર પદ તે લહે એ, આ **નવકારને** સંગ.
દિન દિન અધિકી સંપદાએ, મનવાંછિત સુખ થાય;
**દયાકુશલ વાચકવરુ એ ધર્મમંદિર** ગુણ ગાય.

## શ્રી નવકાર મહામંત્ર છંદ

સુખકારણ ભવિયણ, **સમરો નિત નવકાર,**
જિનશાસન આગમ, ચૌદે પૂરવ સાર;
ઈણ મંત્રની મહિમા, કહેતાં ન લહું પાર,
સુરતરુ જિમ ચિંતિત, વાંછિત ફલ દાતાર.
સુર દાનવ માનવ, સેવ કરે કર જોડ,
ભૂમંડલ વિચરે, તારે ભવિયણ કોડ;
સુર છંદે વિલસે, અતિશય જાસ અનંત,
પહિલે પદ નમિયે, અરિગંજન **અરિહંત.**
જે પનરે ભેદે, **સિદ્ધ** થયા ભગવંત,
પંચમી ગતિ પહુંતા, અષ્ટકર્મ કરી અંત;
કલ અકલ સરૂપી, પંચાનંતક જેહ,
સિદ્ધના પાય પ્રણમું, બીજે પદ વળી તેહ.
ગચ્છભાર ધુરંધર, સુંદર શશહર સોમ,
કરે સારણ-વારણ, ગુણ છત્તીસે થોમ;
શ્રુત જાણ શિરોમણિ, સાગર જેમ ગંભીર,
ત્રીજે પદ નમીએ, **આચારજ** ગુણધીર.

શ્રુતધર ગુણ આગમ, સૂત્ર ભણાવે સાર,
તપ વિધિ સંયોગે, ભાખે અરથ વિચાર;
મુનિવર ગુણ જુત્તા, તે કહીએ ઉવજ્ઝાય,
ચોથે પદ નમીયે, અહનિશ તેહના પાય. ૫
પંચાશ્રવ ટાલે, પાલે પંચાચાર,
તપસી ગુણ ધારી, વારી વિષય વિકાર;
ત્રસ થાવર પીરહર, લોકમાંહિ જે સાધ,
ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ. ૬
અરિ–હરિ–કરિ–સાઇણી, ડાઈણી–ભૂત–વેતાલ,
સબ પાપ પણાસે, વિલસે મંગલમાલ;
ઈણ સમર્યા સંકટ, દૂર ટલે તતકાલ,
જંપે જિણ ગુણ ઈમ, સુરવર સીસ રસાલ. ૭

## શ્રી નવકાર મહામંત્ર મહિમા

કિં કપ્પતરૂ રે ! અયાણ ! ચિંતઉ મણ ભિંતરિ ?
કિં ચિંતામણિ કામધેનુ, આરાહો બહુપરિ ?
ચિત્તાવેલી કાજ કિસે, દેસંતર લંઘઉ ?
રયણ રાસિ કારણ, કિસે સાયર ઉલ્લંઘઉ ?
ચૌદે પૂરવસાર જો તેં, લદ્ધઉ એ નવકાર,
સયલ કાજ મહિયલ સરે, દુત્તર તરે સંસાર.
કેવલીભાસિય રીતિ, જિકે નવકાર આરાહે,
ભોગવી સુક્ખ અનંત, અંત પરમપય સાહે;
ઈણ ઝાણે સુર રિદ્ધિ પુત્ત, સુહ વિલસે બહુપરિ,
ઈણ ઝાણે દેવલોકે, ઇંદ પય પામે સુંદરી.

એહ મંત્ર શાશ્વતો જપે, અચિંત્ય ચિંતામણિ એહ,
સમરણ પાપ સવિ ટલે, રિદ્ધિ–સિદ્ધિ નિયગેહ.
એક જીહ ઈણ મંત્ર તણા, ગુણ કેતા વખાણું,
નાણહીણ છઉમત્થ, એહ ગુણ પાર ન જાણું;
જિમ સત્તુંજય તિત્થરાઉ, મહિમા ઉદયવંતો,
સયલ મંત્ર ધુરિ એહ, મંત્રરાજ જયવંતો.
તિત્થંકર ગણધર ભણિયે, ચવદહ પૂરવ સાર,
ઈણ ગુણ અંત ન કો લહે, ગુણ ગિરૂઓ **નવકાર.**
અડ સંપય નવપય સહિત, ઈગસઠ્ઠ લહુ અક્ખર,
ગુરુ અક્ખર સત્તેવ, ઈહ જાણો પરમક્ખર.
ગુરુ **જિણવલ્લહસૂરિ** ભણે, શિવસુક્ખહ કારણ;
નરયતિરિય ગઈ, રોગ સોગ બહુ દુક્ખનિવારણ.
જલ થલ મહિયલવનગહણ, સ્મરણ હુવે ઈક ચિત્ત;
**પંચ પરમેષ્ઠિ મંત્ર તણી, સેવા હુજ્યો નિત્ત.**

## શ્રી નવકાર મંત્રની ધૂન

(રઘુપતિ રાઘવ રાજારામ)

**સેવો મંત્ર સદા નવકાર, એ છે ભવજલ તારણહાર ॥**
એનો મહિમા અપરંપાર, એ છે અક્ષય સુખનું દ્વાર;
જે કોઈ ધ્યાવે તે સુખ પાવે, કરે કર્મ સંહાર.
નવકારને જે સમરશે, તેના સરશે સઘળા કાજ.
ભવસાગરને તરવા માટે, આ છે તરણ જહાજ.
અસુર હશે તે સુર થાશે સમજશે સારાસાર.
સઘળા પાપો પરિહરીને, પહોંચશે મુક્તિ દ્વાર.

માટે સઘળા નર ને નાર, સેવો એક ચિત્તે નવકાર,
સેવો મંત્ર સદા નવકાર, એ છે ભવજલ તારણહાર.

## શ્રી નવકાર મહામંત્ર માહાત્મ્ય

દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મૂકો, શિવસુખફલ સહકાર.

એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર,
સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર.

જનમાંતર જાતાં, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર અવતાર.

એ નવકાર સરીખો, મંત્ર ન કોઈ સાર,
ઇહભવ ને પરભવે, સુખસંપત્તિ દાતાર.

જુઓ ભીલ–ભીલડી, રાજા–રાણી થાય,
નવકાર મહિમાથી, રાજસિંહ મહારાય,

રાણી રત્નવતી બેહુ, પામ્યા છે સુરભોગ,
એક ભવ પછી લહેશે, શિવવધૂનો સંજોગ.

શ્રીમતીને એ વળી, મંત્ર ફલ્યો તતકાલ,
ફણીધર મિટીને, પ્રગટ થઈ ફૂલમાલ.

શિવકુમરે જોગી, સોવનપુરષો કીધ,
એમ એણે મંત્રે, કાજ ઘણાના સિદ્ધ.

## શ્રી નવકાર મહામંત્ર મહિમા

પઢો મંત્ર નવકાર, સદા સંકટ ઉવારે,
તાવ તેજરો નિવારે. ૧
„ „ „
પઢો મંત્ર નવકાર, ભાગ્યભંડાર હુવે ભરપૂર;
કાયરજન હુવે શૂર. ૨
„ „ „

પઢો મંત્ર નવકાર, દુઃખ–આપદા ટાલે;
,, ,, ,, ભૂત–વ્યંતરકું ટાલે. ૩
જપીએ મંત્ર જિનવરતણો, દિનદિન જશ અધિકો ચઢે;
નવકાર મંત્ર પઢચા પીછે, પ્રાણી ઔર મંત્ર કાહેકું પઢે. ૪
પિંગલ પઢચો ન પારસી, ભણ્યો ન તર્ક સંબંધ;
નવકારના નવપદ થકી, સદા કરો આનંદ. ૫
સાત અક્ષર સદા પઢો, પઢો પંચ ચિત્ત લાય;
સાત સાગરનો આઉખો, પઢત પાપ સબ જાય; ૬
કાચા સગપણ કુટુંબકા, મિલ મિલ વિછડ જાય;
સાચો સગપણ ધરમકાં, સો અવિચલ મેલો થાય. ૭
ચ્યારૂ સરણા એ સહી, ઓર ન સરણા કોઈ;
જે નરનારી આદરે, તે અષય–અમર પદ હોઈ. ૮

## શ્રી નવકાર મહામંત્ર સ્તવન

શ્રી નવકાર તણું સમરણ કરો, હૃદયકમલે ધરી ધ્યાન;
આગે અનંત ચોવીશી હુઈ, તિહાં એહી જ પ્રધાન.
આતમ ! સમર ! સમર ! નવકાર ! ! !

શ્રી જિનશાસનમાં સાર, પંચ પરમેઠી ઉદાર;
ત્રણ કાલ નિરધાર, સમર તું સુખકાર....આતમ૦
ગર્ભવાસી જીવ ઈમ ચિંતવતો, ધર્મ કરશું સાર;
જબ જન્મ્યો તવ વિસરી વેદન, એળે ગયો અવતાર....આતમ૦
જીહાં લગે આપ તિહાં સહુ, સાથી નિર્ધનને સહુ મૂકે;
કૂડ કુટુંબ તણે કાજે તું, કાં આતમહિત ચૂકે....આતમ૦

યમરાજા કેણે નવિ જીત્યો, સુકૃત કર્યું તે પોતે;
અવસર બેર બેર નહીં આવે, જાય જનમ ઇમ જોતે....આતમ૦
સાર એહ છે અસાર સંસારે, શ્રી જિનસેવા કરીએ;
વિષય કષાય કરીને અલગા, જ્ઞાનવિમલ ગુણ ધરીયે....આતમ૦

## શ્રી નમસ્કાર મહામંત્ર પ્રાચીન છંદ

કામિત સંપયકરણં, તમભયહરણં, સહસકરકિરણં.
પણમવિ સદ્ગુરુચરણં, વરણુસિ નવકારં, ગુણવરચરણં.

(છંદ જાતિ ત્રિભંગી)

વરણુસિ નવકારં, સહુ તંત સારં, એહી જ આત્મ આધારં;
અનાદિ અપારં, ઈણ સંસારં, જિનશાસમેં જયકારં.
એ પંચમ આરં, ઈણ અવતારં, શ્રાવક કુલ લહી શ્રીકારં;
**સહુ મંત્રે સારં, સબ સુખકારં, નિજ ચિત્ત ધારં નવકારં.**
સહુ મેં સરદારં, અગમ-અપારં, અક્ષર મેં જિમ ૐકારં;
ધ્યાને ચિત્ત ધારં, વિષમિ વારં, અરડડિયાને આધારં.
રાત્રે એક તારં, અતિ હિતકારં, પરભવ પણ એ ઉદ્ધારં;
**સહુ મંત્રે સારં, સબ સુખકારં નિજ ચિત્ત ધારં નવકારં.**
નિજ ચિત્ત ધરે નવકાર, જેણે દુઃખ દૂર જાવે;
નિજ ચિત્ત ધરે નવકાર, પ્રબલ સુખ-સંપત્તિ પાવે.
**નિજ ચિત્ત ધરે નવકાર,** તેણે શત્રુ-ભય ગિણે ન શંકો;
**નિજ ચિત્ત ધરે નવકાર,** બાલ પણ હોવે ન બાંકો.
તિમ રોગ-શોક-ચિંતા ટલે, સંકટ જાય દૂરે સહી;
હુવે સકલ સુખ વિજય હર્ષ કવિ, ધર્મસિંહ ઉવજ્ઝાય કહી.

## શ્રી નવકાર મહામંત્ર છંદ

**પંચ પરમેષ્ઠી નવકાર જપ જીવડા !**

જાપ સમ અવર નહિ પુણ્ય કોઈ;

ધ્યાન નવકાર મન નિશ્ચલ રાખતાં,

મુક્તિનો માર્ગ સુલભ હોઈ.

જાપ જે કોઈ કરે પાતક તે દહે,

સાગર સાત દુઃખ સોઈ જાય;

આખું જે પદ ગણે પચાસ સાગર હણે,

દુઃખ ને પાપ સહુ દૂર થાય;

દિવસ થોડામાંહિ મુક્તિ થાય.

પાંચસે સાગર થાય દુઃખ સહી ગયું,

શ્રી નવકાર સુખ પૂર્ણ ભાખ્યો;

અડસઠ અક્ષર પદ નવ ઉચ્ચરે,

મુક્તિ તરુફલ રસ તેણે ચાખ્યો;

જીવ ચિહું ગતિ તેણે ભમત રાખ્યો.

નવકારવાલી એ જેહ નવપદ જપે,

તેહથી અધિક ફલ આનુપૂર્વી;

તપ છ માસ સંવત્સર કર્મ દહે,

તેટલું કર્મ ખપે કહત કવિ;

એહ જિનશાસનને વાત કહેવી.

ચોપાઈ

મુક્તિ તણો અર્થી હોય, નવકાર લય લગાવે સોય;
શુભ ધ્યાને મન રાખજે, શ્રાવક તુજ આચાર.
સાર વચન શ્રવણે સુણી, પહેરી અંબર સાર;
**ઋષભ** કહે નિત્ય સમરીયે, **આદિમંત્ર નવકાર.**

## શ્રી નવકાર મહામંત્ર પદ

ગણજો મંત્ર ભલો નવકાર, એહની સિદ્ધિનો નહિ પાર ।
એના સમર્યાથી સુખ થાય, એના ગણવાથી દુઃખ જાય ॥
ગણજો૦ ૧

સુખમાં ગણજો દુઃખમાં ગણજો, મરતાં પ્રેમથી સુણજો ।
ત્રિકરણયોગે હર ઘડી ગણજો, અવિચલ સુખડાં વરજો ॥ ગણજો૦ ૨

દેવો ગણતા દાનવ ગણતા, ગણતા રંક ને રાય ।
યોગી ભોગી ધ્યાને સમરી, મુક્તિપુરીમાં જાય ॥ ગણજો૦ ૩

મહિમાવંતા જગજયવંતા, મંગલને કરનાર ।
શક્તિવંતો કર્મ ચૂરંતો, દેવગતિ દેનાર ॥ ગણજો૦ ૪

મંત્ર શિરોમણી લયથી ગણતા, કેઈ તર્યા નરનાર ।
મરણાંતે તિર્યંચો સુણતા, વરીયા દેવ અવતાર ॥ ગણજો૦ ૫

અડસઠ અક્ષર ધ્યાને સમરો, સંપદા અષ્ટ વિચાર ।
નવપદ એના હૃદયે ધારો, અડસિદ્ધિ દેનાર ॥ ગણજો૦ ૬

એક એક અક્ષર મહિમા ભારી, ગણજો નર ને નારી ।
પંચ પરમેષ્ઠી જગ ઉપકારી, સમર્યા ભવ દે તારી । ગણજો૦ ૭

નવકાર કેરો અર્થ અનંતો શ્રી અરિહંતે ભાખ્યો ।
ચૌદ પૂર્વના સાર રૂપ એને, સૂત્ર શિરોમણિ દાખ્યો ॥ ગણજો૦ ૮

ભણતાં ગણતાં નિર્જરા થાવે, પાપ પડલ દૂરે થાવે ।
આત્મા અરિહા સમીપે આવે, અક્ષયપદને પાવે ॥ ગણજો૦ ૯

## મંગલમય નવકાર

મંગલમય સમરો નવકાર, એ છે ચૌદ પૂરવનો સાર;
જેના મહિમાનો નહિ પાર, ભવજલધિથી તારણહાર.
—મંગલમય૦

અરિહંત શાસનના શણગાર, સિદ્ધ અનંતા સુખ દેનાર;
સૂરિ પાઠક મુનિ ગુરુ મનોહાર, એ પાંચે પરમેષ્ઠી ઉદાર.
—મંગલમય૦

નવપદ એ નવસેરો હાર, હૃદય ધરંતાં ઉતરે ભવપાર;
અડસઠ અક્ષર તીરથ સાર, સંપદ આઠે સિદ્ધિ દાતાર.
—મંગલમય૦

સતિ શિરોમણી શ્રીસતી નાર, મન શુધ્ધે ગણતી નવકાર;
તેનું દુઃખ હરવા તત્કાલ, ફણીધર ફીટી થઈ ફૂલમાળ.
—મંગલમય૦

મુનિએ દીધો વન મોઝાર, ભીલ ભીલડીને નવકાર;
ભાવે જપતાં પૂરણ આય, બે જણ રાજા રાણી થાય.
—મંગલમય૦

સમળીને મરતાં નવકાર, દઇ મુનિએ કીધો ઉપગાર;
રાજપુત્રી થઇ કર્યો ઉદાર, સુદર્શનાએ સમલી વિહાર.
—મંગલમય૦

કમઠ કાષ્ઠમાં બળતો નાગ, દેખે પાર્શ્વ કુમાર;
સેવક મુખ દીધો નવકાર, ઈન્દ્ર થયો તે નાગકુમાર.
—મંગલમય૦

અમરકુમાર જપતાં નવકાર, મહાકષ્ટથી થયો ઉદ્ધાર;
રાજા તેના પ્રણમે પાય, નવકાર મહિમા ફેલાય.
—મંગલમય૦

પાપ પ્રણાશક શ્રી નવકાર, મહામંગલ છે શ્રી નવકાર;
વિઘ્ન વિદારક શ્રી નવકાર, શિવસુખદાયક શ્રી નવકાર.
—મંગલમય૦





# પરિશિષ્ટ ૨
## શ્રીનમસ્કારમહામંત્રના જાપની શાસ્ત્રીય મર્યાદા



દરેક આરાધના જ્ઞાની ભગવંતોની નિશ્રા અગર તેમણે જણાવેલ મર્યાદા પ્રમાણે કરવાથી જલ્દી અને વિશેષ રૂપમાં યથાર્થ ફળ આપનારી નિવડે છે.

કેમકે દ્રવ્યક્રિયામાં ભાવક્રિયાનું પડી રહેલું બીજ વિધિપૂર્વક આસેવનના બળે વિકસિત થઈ યોગ્ય ફળ જન્માવી શકે છે.

તેથી શ્રી નમસ્કારમહામંત્રનો જાપ આરાધક આત્માઓએ જેમ તેમ નવકારવાળીના મણકા ફેરવી લેવા રૂપે ન કરતાં નીચે પ્રમાણેની શાસ્ત્રીય વિધિ પ્રમાણે કરવા ઉપયોગ રાખવો.

સામાન્યતઃ મંત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક મંત્રોની વિશિષ્ટ શક્તિના અનુભવ માટે આસન, દિશા, કાળ, માળા, મુદ્રા આદિનું બંધારણ જરૂરી હોય છે.

તેથી શ્રીનમસ્કારમહામંત્રના જાપ માટે તેની શક્તિઓના પ્રવાહને ઝીલવારૂપે નિયત બંધારણ આવશ્યક જણાય છે.

કેમકે સર્વ મંત્ર, યંત્ર અને તંત્રોની અદ્ભુત શક્તિના મૂળ કેન્દ્રરૂપે **શ્રીનમસ્કારમહામંત્રને** શ્રીમહાનિશીથસૂત્ર, શ્રીપ્રવચન-

સારોદ્ધાર આદિ ગ્રંથોમાં વર્ણવ્યો છે, અને મંત્રાક્ષરમાતૃકા, વર્ણ-શક્તિબીજપ્રકાશ આદિ મંત્રશાસ્ત્રોના મૌલિક ગ્રંથોના રહસ્યને વિચારતાં ખરેખર અનાદિસિદ્ધ શ્રીનવકારમહામંત્રમાં આવી બધી અલૌકિક શક્તિઓ હોય એ સંગત જણાય છે, તેથી મહામંત્ર તરીકે શ્રી નવકારનો જાપ અન્ય સામાન્ય મંત્રોની· આસન, દિશા, કાલ આદિની વ્યવસ્થા કરતાં પણ વિશેષ વ્યવસ્થિત મર્યાદાના પાલન સાથે કરવો જરૂરી લાગે છે.

## શ્રી નવકાર મહામંત્રના જાપની મર્યાદા

જાપ માટે નીચેની પાંચ બાબતો ધ્યાનમાં રાખવી.

* નિશ્ચિત સમય
* ,, આસન
* ,, દિશા
* ,, માલા
* ,, સંખ્યા

ખાસ આગાઢ કારણ વિના આ પાંચે બાબતોમાં વારંવાર ફેરફાર ન કરવો.

## નિશ્ચિત સમય

* શ્રીનવકારમહામંત્રનો સવારે–બપોરે અને સાંજે એમ ત્રિકાલ જાપનો મહિમા શાસ્ત્રોમાં ઘણો જણાવ્યો છે.

* સામાન્યથી શ્રી નવકારમહામંત્રના જાપ માટે બ્રાહ્મ મુહૂર્ત (પાછલી ચાર ઘડી રાત્રિ) શ્રેષ્ઠ છે, સૂર્યોદયથી ૧૦ વાગ્યા સુધીનો સમય જાપ માટે ઉત્તમ બતાવ્યો છે

* દિવસના દસ વાગ્યાથી સૂર્યાસ્ત પછી ૨ા–ઘડી (૧ કલાક) સુધીનો સમય પણ જાપ માટે સામાન્યતઃ નિષિદ્ધ છે.

* શ્રીનવકારમંત્રનું સ્મરણ ગમે ત્યારે અને વારંવાર

કરવાનું વિધાન શાસ્ત્રોમાં જે છે તે સંસ્કારોની જાગૃતિની અપેક્ષાએ જાણવું.

પણ જાપની પ્રાથમિક ભૂમિકાએ થોડીક આત્મશક્તિ જાગૃત કરવા માટે તો ઉપર જણાવેલ સમયની મર્યાદા જાળવવી જરૂરી છે.

* પ્રાથમિક ભૂમિકાએ જાપ કરનારે અમુક સમય ( પાછલી ચાર ઘડી રાતથી માંડી દિવસના દશ વાગ્યા સુધીમાં ) નિશ્ચિત કરી રાખવો જોઈએ, તે સમયે ગમે તેવા કામને પણ પડતું મૂકી જાપ કરવો જોઈએ.

* જાપની- પ્રાથમિક શક્તિઓના અનુભવ માટે સમયની ચોક્કસાઈ જાળવવી જરૂરી છે.

## નિશ્ચિત આસન

* શ્રીનવકારમહામંત્રના જાપ માટે શ્વેત શુદ્ધ ઊનનું આસન રાખવું તેમજ એક જ જગ્યા નિશ્ચિત રાખવી, એક જ સ્થાન ઉપર શ્રીનવકારમહામંત્રના જાપથી વાતાવરણ વિશિષ્ટ કોટિનું સર્જાય છે.

* જ્યાં-ત્યાં શ્રીનવકારનો જાપ કરવાથી મરજી-અને અનુકૂળતા પ્રમાણે સ્થાનની હેરફેર કરતા રહી કરાતા જાપથી આંદોલનો બરાબર ઉપજે નહિ અને શક્તિ જ્યાં-ત્યાં વિખરી જાય. એથી ખાસ અત્યંત જરૂરી કારણ વિના જાપનું સ્થળ ફેરવવું નહિ.

* આગાઢ કારણે સ્થાનાંતર કરવું પડે તો પણ શ્વેત-શુદ્ધ ઊનનું આસન એક જ રાખવું, ગમે ત્યાં પણ એક આસન પર વ્યવસ્થિત જાપ ચાલુ રહેવો જોઈએ.

## નિશ્ચિત દિશા

* મંત્રની જુદી જુદી શક્તિઓ દિશાના હેરફેરથી ઉપજતી હોવાનું મંત્રશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

તેથી શ્રીનવકારમહામંત્ર માટે પૂર્વ અને ઉત્તર દિશા જાપમાં વિહિત જાણવી. તેમાં પણ સવારના દશ વાગ્યા સુધી પૂર્વ દિશા અને સૂર્યાસ્તથી ૨ાા ઘડી=૧ કલાક પછી ઉત્તર દિશા ગ્રાહ્ય છે.

* રોજ જાપ નિશ્ચિત કરેલી દિશામાં જ મુખ રાખીને કરવો.

* વિનાકારણે દિશાનો ફેરફાર ન કરવો.

## નિશ્ચિત માલા

શ્રીનવકારમહામંત્ર ગણવા માટે પ્રાંથમિક જાપ ઓછામાં ઓછો ૧૨૫૦૦ (માલાથી) કરવો જોઈએ.

* માલા શુદ્ધ–શ્વેત–સૂતરની લેવી. પણ જે સૂતરની માલા ગૂંથવાની મહેનત ઓછી પડે તે માટે અંદર જૂનું કપડું ભરી ઉપર થોડુંક ગૂંથીને બનાવેલ મણકાવાળી હોય તો તે અશુદ્ધ અને જાપ માટે અગ્રાહ્ય જાણવી.

પણ જે માલાના મણકા અંદરથી તે ઉપર સુધી ગૂંથીને જ બનાવેલ હોય તેવા મણકાની માલા જાપ માટે ગ્રાહ્ય જાણવી.

* સ્ફટિકની માલા શ્રેષ્ઠ જાણવી; પણ નકલી સ્ફટિક કરતાં સૂતરની માલા શ્રેષ્ઠ જાણવી.

* ચાદીની માલા ઉત્તમ ગણાય છે. પણ તેમાં લાકડા પર ચાંદી મઢીને બનાવેલ મણકાવાળી ન લેવી, પણ નક્કર ચાંદીના બનાવેલ મણકાવાળી માલા જાપ માટે લેવી.

* ટૂંકમાં શ્રીનવકારમહામંત્રના જાપ માટે શુદ્ધ સૂતરની

અસલ સ્ફટિકની અને નક્કર ચાંદીની માલા શાસ્ત્રીય મર્યાદાથી વિહિત જાણવી.

* માલા પણ અઢાર અભિષેક કરેલી, માલાના ( આચાર-દિનકરના) પ્રતિષ્ઠામંત્રથી પ્રતિષ્ઠિત અને સૂરિમંત્ર કે વર્ધમાન વિદ્યાથી અભિમંત્રિત જોઈએ.

* ગમે તેવી માલા બજારમાંથી લાવી ગણવા માટે ઉપયોગમાં લેવી ઠીક નથી.

* શ્રીનવકારમહામંત્રનો જાપ જે માલાથી કરવામાં આવે તે માલા પર અન્ય કોઈ પણ દેવ-દેવીના મંત્ર વગેરેનો જાપ ન કરવો.

* શ્રીનવકારમહામંત્રનો જાપ રોજ એક જ માલાથી કરવો, બનતાં સુધી માલાની હેરફેર ન કરવી.

* કોઈ બીજાની ગણેલી માલાથી શ્રીનવકારમહામંત્ર ગણવો નહીં, અને આપણી માલા બીજાને ગણવા દેવી નહિ.

આ મુજબ પ્રત્યેક આરાધકની આત્મશક્તિ શ્રીનવકારમંત્રના વર્ણોના જાપ દ્વારા તે તે નવકારવાલીના તે તે મણકા વગેરેમાં કેન્દ્રિત થાય છે, પરિણામે અમુક સમય ગયા પછી આત્મશક્તિના કેન્દ્રણવાલા તે મણકાઓવાળી માલાથી જાપ કરવાથી આત્મશક્તિ-ઓનો ઝડપી વિકાસ થાય છે.

વળી નવકારવાલીથી જાપ કરવામાં કઈ આંગળીથી મણકા ફેરવવા ? એ પણ બહુ જ અગત્યની વાત છે.

આજે નવકારવાલી ગણવા માટે આંગળીની વ્યવસ્થા નિયત જોવામાં નથી આવતી, કેમકે તર્જની-અંગૂઠાના સહયોગથી, તર્જનીથી કે અનામિકા ( પૂજાની આંગળી )થી નવકારવાલી ગણવાની વિવિધતા જોવાય છે.

પણ અનેક પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો, મન્ત્રશાસ્ત્રની મર્યાદા અને ગુરુગમ આદિદ્વારા નીચે મુજબ જાણવા મળે છે.[1]

"મોક્ષના અર્થીએ અંગૂઠાથી મણકા ફેરવવા એટલે ચારે આંગળીઓ ભેગી રાખી તર્જનીના વચલા વેઢા પર માલા રાખી અંગૂઠાના અગ્રભાગથી (નખ ન અડે તે રીતે) મણકા ફેરવવા."

* **શ્રીનવકારમહામંત્રનો** જાપ ચાર આંગળી અધખૂલી મુઠી આકારે રાખી તર્જનીના વચલા વેઢા પર માળા રાખી અંગૂઠાથી મણકા ફેરવવારૂપે કરવો.

આ પદ્ધતિથી **શ્રી નવકારમહામંત્રનો** જાપ કરવાથી આત્મશક્તિઓ શીઘ્ર વિકાસ પામે છે.

## નિશ્ચિત સંખ્યા

* જાપ કરનારે પોતાની વૃત્તિઓને જગતમાંથી ફેરવીને આત્માભિમુખ કરવા માટે રોજ નિશ્ચિત કરેલ સંખ્યાને વળગી રહેવું જરૂરી છે.

---

૧ અંગૂઠાથી શ્રી નવકારનો જાપ કરવો જોઈએ. આવું પ્રતિપાદન કરનારા પ્રાચીન અનેક પ્રમાણો સ્થલસંકોચના કારણે અહીં નથી આપ્યાં. પરંતુ ઉદયપુર (મેવાડ)માં ચૌમુખજીના મંદિરમાં ડાબે ખૂણે પૂર્વાભિમુખ ગોખલામાં સુંદર શિલ્પસમૃદ્ધ ૧૭ ઈંચની એક ગુરુમૂર્તિ છે. જેના હાથમાં માલા ચાર આંગળી પર રાખી અંગૂઠાથી મણકા ફેરવવા રૂપે દર્શાવાયેલ છે, જેની નીચે શિલાલેખ વિ. સં. ૧૭૮૧ વર્ષે વૈશાખ શુદ ૨ શનૌ શ્રીસંડેરગચ્છે વંચાય છે; બાકીનો શિલાલેખ કદાચ મૂર્તિના પાછલા ભાગે હોય એમ લાગે છે.

આવા બીજા ઘણા પુરાવાઓ મળ્યા છે. વધુ વિગત માટે જુઓ "**મહામંત્રનાં અજવાળાં**" (પૃ. ૧૧૬ થી ૧૨૭)

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક જૈન ગ્રંથમાળા–કપડવંજથી પ્રકાશિત થયું છે.

* જેટલી સંખ્યાથી જાપ શરૂ કર્યો તે ધોરણને રોજ નિયતરૂપે ટકાવી રાખવું ઘટે.

* મરજી પ્રમાણે કે બેદરકારીથી અવ્યવસ્થિતપણે સંખ્યાના ધોરણ વિના કરાતો જાપ શક્તિઓના કેન્દ્રને સર્જી શકતો નથી.

* આંતરિક શક્તિઓના વિકાસની દિશા સંખ્યાના ધોરણને જાળવીને કરાતા જાપથી સફલ રીતે મેળવાય છે.

ઉપરના વિવેચનથી કદાચ કોઈને એમ લાગે કે "નવકાર ગણવામાં વળી આ બધી માથાકૂટ શી? નવકાર તો ગમે ત્યારે ગમે તેમ પણ ગણી શકાય." વગેરે.

પરંતુ ખરી વાત એ છે કે—જ્ઞાનીઓએ ધર્મના અન્ય સાધનો કરતાં શ્રીનવકારમહામંત્રને આશયશુદ્ધિ માટે વધુ ઉપયોગી જાણી તેના સંસ્કાર અસ્થિમજ્જાગત દૃઢ કરવા માટે વારંવાર અને ગમે તેવી સ્થિતિમાં તેને ગણવાની ભલામણ કરી છે, પણ ઉત્તમ–સુંદર -ચીજ પણ વ્યવસ્થિત રૂપે ઉપયોગમાં લેવાય તો જ તેનું વાસ્તવિક ફલ યોગ્ય રીતે મળી શકે.

એટલે "अतिपरिचयादवज्ञा" ની જેમ શ્રીનવકારમહામંત્ર માટે બનવા પામ્યું હોઈ આરાધકો તેના વ્યવસ્થિત ઉપયોગની દિશા કંઈક અંશે ભૂલી જવાના કારણે અત્યધિક પ્રમાણમાં શ્રીનવકારનો જાપ કરવા છતાં આજે કેટલીકવાર તેની સામાન્ય શક્તિઓ પણ નથી દેખાતી.

પરિણામે મહામંત્ર અને સકલ દિવ્યશક્તિના નિધાનરૂપે બિરદાવાએલા પણ શ્રીનવકારમહામંત્ર પ્રતિ આરાધકોની જગ-તના અન્ય તુચ્છ મંત્રો પ્રતિ રખાતી વિવેકબુદ્ધિ–આદરવૃત્તિ જેવી પણ મનોવૃત્તિ નથી રહેતી.

માટે એકડે એક ઘૂંટવાની જેમ શ્રીનવકારમહામંત્રને જાપની પ્રાથમિક ભૂમિકાથી આરાધવાની અત્યંત ઉપયોગિતા હોઈ ઉપરની પાંચે બાબતો દરેક આરાધકે આત્મશક્તિના વિકાસની માંડણી કરવા માટે આદરપૂર્વક અપનાવવી ઘટે.

વળી આધુનિક વિજ્ઞાનના કેટલાક પ્રયોગોથી એ વાત સાબિત થઈ છે કે–નિયત જગ્યાએ, નિયત સમયે અને નિયત સંખ્યામાં ધારાબદ્ધ રીતે જાપ કરવાથી અમુક પ્રકારનું ચોક્કસ વાતાવરણ બંધાય છે. જેમાં પ્રવેશનાર ભયંકર આચાર–વિચારવાળો પણ ચમત્કારિક રીતે તે વાતાવરણના પવિત્ર સંસ્કારોથી ઘડીભરને માટે રંગાઈ જાય છે.

કેટલાક વર્ષો પહેલાં અનુભવી વિદ્વાન્ એક વ્યક્તિ પાસેથી જાણવા મળેલ કે—

"નક્કી કરેલ જગ્યાએ, નક્કી કરેલા સમયે માત્ર પાંચ જ મિનિટ પોતાના ગમે તે (અરિહંત, રામ, કૃષ્ણ, ઈશુ કે અલ્લાહ વગેરે) ઈષ્ટદેવના નામનો જાપ લાગલાગટ (એક પણ દિવસની ખામી પડવા દીધા સિવાય) બાર વર્ષ સુધી જો કરવામાં આવે તો રોજના ફક્ત પાંચ જ મિનિટના જાપમાં નિયત આસન અને નિયત સમયનું બળ મળવાથી ત્યાંના વાતાવરણમાં જાપના અક્ષરોના આંદોલનનું એવું વિદ્યુત્ બળ પેદા થઈ સ્થાયીરૂપે બન્યું રહે છે કે—

ભયંકર બદમાશી, લૂંટફાટ અને ચારસો વીસને છાજે તેવા કુકર્મને કરનારાને ગમે તેવી લાલચ આપીને તે આસન પર બેસાડવામાં આવે તો સમય, સંખ્યા અને આસનની નિયતતા જળવાયાથી બંધાયેલા વાતાવરણથી તે ગુંડાના માનસ પર એવો પ્રભાવ પડશે કે—

તે ગમે તે કોમ કે ધર્મનો હશે છતાં આપોઆપ વગર પ્રેરણાએ આપણે જેનો જાપ બાર વર્ષ સુધી કર્યો હશે તે જ જાપ તે ગુંડાના મુખમાંથી નીકળવા માંડશે ! ”

આ છે આધુનિક વૈજ્ઞાનિક સત્ય !

આ છે સ્થાન, સમય અને સંખ્યાની ચોકસાઈ જાળવવાનો મહિમા ! !

આ છે શબ્દશક્તિના વિદ્યુત્ તરંગોનો અનુભવ ! ! !

માટે મોક્ષે ગયેલ અનંતાનંત પુણ્યાત્માઓના વિશુદ્ધ આત્મબળના વાહકરૂપે દિવ્ય શક્તિનિધાન અને અનાદિસિદ્ધ શ્રીનવકારમહામંત્રના અડસઠ વર્ણોને સમય, સ્થાન, સંખ્યા, માલા અને દિશાની નિયમિતતા, વ્યવસ્થા, અને મર્યાદાને જાળવણી સાથે ચૈતન્યવંતા કરી જાપ દ્વારા અખૂટ આત્મ-શક્તિઓના સ્રોતને વહેતો કરવાનું કામ હસ્તામલકની જેમ ગુરુગમથી સહેલું કરવાની આરાધકોની પવિત્ર ફરજ છે.

આ માટે વધુ સ્પષ્ટ વિચારણા “ **મહામંત્રનાં અજવાળાં** ” (પૃ. ૧૦૭ થી ૧૩૪ )માં કરેલ છે.

શ્રી નમસ્કાર મહામંત્રના જાપની શક્તિઓના અનુભવની વ્યાવહારિક વિચારણા “ મહામંત્રનાં અજવાળાં ” ( પૃ.૯૧ થી ૧૫૫ અને પૃ. ૧૮૭ થી ૧૯૨)માં વિગતવાર કરી છે.

## મંત્રશિરોમણિ નવકાર

શ્રી નવકારના જાપથી અન્તરંગ આત્મશકિતઓના વિકાસ સાથે જગતના ભૌતિક પદાર્થો યથાયોગ્યરૂપે મળે છે, તેથી શ્રી નવકાર સર્વ મંત્રશિરોમણિ છે.





# પરિશિષ્ટ ૩



## શ્રી નવકાર મહામંત્ર લઘુતપમાં જરૂરી સામગ્રીની નોંધ



### ૧ પૂર્વ તૈયારી માટે

૧ ત્રણ છોડ
૨ ચંદરવા નંગ ૬
૩ રૂમાલ નંગ ૫
૪ ત્રિગડું નંગ ૨ (ત્રણ પાટલા)
૫ સિંહાસન નંગ ૨
૬ ચડ-ઉતર ગોઠવી શકાય તેવી નાની-મોટી પાટો નંગ ૩
૭ એકસરખી માપની પાટો નંગ ૩
૮ લાલ કસુંબો વાર ૧૦
૯ ઓરડી જેવું બનાવવા લાલ કે ગુલાબી અગર ગમે તે રંગનું કાપડ ૪૦ના પનાનું વાર ૧૫ (જગ્યાના પ્રમાણમાં)
૧૦ રેશમી વસ્ત્રો, સાડી, કમાન, ધ્વજા, પતાકા વગેરે.
૧૧ શ્રી નવકાર મહામંત્ર લઘુ-તપની વિધિના આ પુસ્તક (પૃ. ૧૦-૧૧-૧૨) માં જણાવાયેલ આગમો, ગ્રંથો, ચોપડીઓ.

૧૨ શ્રી નવકાર મંહામંત્રના વિવિધ ભાવવાહી સુંદર ચિત્રો, પટો (નાના-મોટા)
૧૩ શ્રી नमस्कार माहात्म्य नी સંસ્કૃત પ્રત.
૧૪ श्री कल्पसूत्र (बारसासूत्र)
૧૫ श्री भगवतीसूत्र
૧૬ श्री महानिशीथसूत्र
૧૭ શુદ્ધ અને સુંદર મોટા અક્ષરે લખેલ શ્રી નવકાર મહામંત્રનો મોટા પટ નંગ ૧
૧૮ શ્રી નવકાર મહામંત્ર (મૂળ)ના નાના પટો નંગ ૫
૧૯ શ્રી નવકાર મહામંત્રની આરાધનાની મહત્તા, પદ્ધતિ અને મર્યાદા સૂચવતા વિવિધ ભાવવાહી રોચક શાસ્ત્રીય લખાણોના પટો (નાના-મોટા)
૨૦ દહેરાસરને લગતા બધા ઉપકરણો. જેમકે—

| | |
|---|---|
| કળશ | ચામર |
| રકાબી, | ઘંટ, |
| વાટકી, | દર્પણ, |
| ચંદનનો | અંગલૂછણાં, |
| ઓરસીયો, | પાટલૂછણાં |
| વાળાકૂંચી, | પ્રક્ષાલની કુંડી |
| ફૂલનાં છાબડી | નાહછડી |
| ધૂપધાણું, | કાંસાની થાલી |
| વેલણ વગેરે. | |

૨૧ શ્રી પાર્શ્વનાથ પ્રભુની સુંદર ૯ ઇંચી પ્રતિમા પાષાણની અગર ચોવીશી કે પંચતીથી પણ તેમાં મૂળનાયક ૭ કે ૯ ઇંચના મોટા જોઈએ.
૨૨ વાસક્ષેપ રતલ ૧। ગોછામાં ઓછો, પછી જેટલા આરાધકો હોય તેના પ્રમાણમાં.
૨૩ વિવિધ પૂજાસંગ્રહની ચોપડીઓ સાપડા સાથે નંગ ૨૫
૨૪ સાથીયા કરવા માટે પાટલા (આરાધકોના પ્રમાણમાં)
૨૫ ચોખા, નૈવેદ્ય, ફળ ભરવાં માટેના વાસણ.
૨૬ પૈસા નાંખવા માટે ભંડાર.
૨૭ મંગળકુંભ માટે ચાંદી-જર્મનસિલ્વરનો ઘડો નંગ ૧
૨૮ અક્ષતપાત્ર માટે જર્મન સિલ્વરના હાંડા નંગ ૨
૨૯ શ્રીફળની સ્થાપના માટે લાલ કસુંબાના ટુકડા પાંચ વારના નંગ ૨
૩૦ અખંડ દીપક માટે ફાનસ-શરાવલુ આદિ.
૩૧ ઘી માટે વાસણ.
૩૨ ઘી નાંખવા માટે નાની ચમચી
૩૩ ફૂલ બત્તીઓ, રૂ, રૂની વાટ વગેરે.

## ૨ પ્રારંભિક વિધિ માટે

૧ શ્રી પાર્શ્વનાથ પ્રભુની પંચ-તીર્થી નાની.
૨ સિદ્ધચક્રજી ગટ્ટો ચાંદીનો.
૩ સ્નાત્રપૂજાનો સામાન.
૪ અષ્ટપ્રકારી પૂજાનો સામાન.
૫ આરતી–મંગળદીવો.
૬ શાંતિકલશની સામગ્રી.
૭ ગોમયપંચક (ગાયનું દૂધ, દહીં, ઘી, મૂત્રમિશ્રિત ગોબરનો પિંડ)
૮ પંચરત્નની પોટલી નંગ ૨૫
૯ મીંઢળ–મરડાશીંગી નંગ ૨૫
૧૦ કંકુ તોલા ૫
૧૧ કુસુમાંજલિ.
૧૨ વાસક્ષેપ ૧ા રતલ
૧૩ તાંબાનું દીપપાત્ર જીભવાળું (૧ા શેર ઘી સમાય તેવું) અથવા કાળા ડાઘ વિનાનું મોટું શરાવલું.
૧૪ ચોખા શેર ૧ા
૧૫ સોપારી નંગ ૭
૧૬ રોકડ નાણું રૂપિયો ૧ા
૧૭ ૯ તારની દીવેટ નંગ ૧
૧૮ ગરમ કરેલ શુદ્ધ ગાયનું ઘી શેર ૧ા

## ૩ મંગળ કુંભસ્થાપન માટે

૧ અષ્ટમંગળવાળો ચાંદીનો કે જર્મનસિલ્વરનો ઘડો.
૨ કંકુ તો. ૫
૩ ૧૦૮ તારની નાડાછડીનો દડો
૪ રોકડ નાણું ૧ા રૂપિયો.
૫ સોપારી નંગ ૩
૬ ૧૦૮ નવકાર ગણેલ ચોખાના દાણાની પડીકી નગ ૧
૭ શુદ્ધ જલ હાંડો ૧. (આની વ્યાખ્યા ચોથા પરિશિષ્ટમાં જણાવી છે તેવું)
૮ ૨૭ તારની નાડાછડીના ૩ આંટાવાળું શ્રીફળ નંગ ૧
૯ પંચપટો વસ્ત્ર અથવા લાલ કે લીલું કપડું ૧ા હાથ સમચોરસ.
૧૦ કેસર (ઘસેલુ)
૧૧ છૂટાં ફૂલ.
૧૨ ફૂલની માળા નંગ ૧
૧૩ ફૂલનો હાર નંગ ૧
૧૪ ચાંદીના વરખની થોકડી ૧
૧૫ સોનાના વરખનું પાનું ૧
૧૬ પંચામૃત કલશ ૧
૧૭ ગાયનું ગોબર
૧૮ ચોખા શેર ૧ા

## ૪ અક્ષતપાત્ર સ્થાપના માટે

૧ ચાંદીના કે જર્મન સિલ્વરના હાંડા નંગ ૨
૨ શ્રીફળ નંગ ૨
૩ રેશમી કપડું સફેદ અને પીળું ૧। હાથ ચોરસ.
૪ ચોખા શેર ૨।।
૫ નાડાછડી ૭ વેંતની.
૬ „ ૯ વેંતની.

## ૫ શ્રી નવકાર મહામંત્રના અખંડ જાપ માટે

૧ સુંદર, શુદ્ધ મોટા અક્ષરનો શ્રી નવકાર મહામંત્રનો ભવ્ય પટ.
૨ અભિમંત્રિત કરેલ શ્વેત ઉનનું શુદ્ધ આસન નંગ ૨
૩ અખંડ જાપ માટે દર કલાકે બે જણા એમ ૨૪×૨=૪૮ અને રાત્રે કે તેવા કારણે જરૂર પડે તેથી ૬ વધારે એમ કુલ ૪૮+૬=૫૪ પુરૂષો જઘન્યથી.
૪ અભિમંત્રિત નવકારવાલી (શુદ્ધ શ્વેત સૂતરની)
૫ જાપની નોંધ માટે કાગળ અને પેન્સીલ.

## ૬ દૈનિક વિધિ માટે

૧ રોજ જેટલા ખમાસમણાં હોય તેટલા નૈવેદ્ય અને ફળ.
૨ શ્રી નવકારની જલપૂજા માટે શ્રી નવકાર(મૂળ)નો ચાંદીનો નાનો પટ અથવા સ્થાપનાચાર્યની નાની ચોપડી.
૩ ચોખાના દાણાની (૧૦૮ ગણેલા) પડીકી.
૪ જલપૂજા માટે પાણીનો કળશ ૧
૫ રૂપાનાણું : જલપૂજા અને જ્ઞાનપૂજા માટે.
૬ તપના તે તે દિવસે (૧, ૪, ૬, ૯, ૧૦ મે દિવસે) લાવવાની વિશિષ્ટ સામગ્રી

એટલે કે-શ્રી નવકાર લઘુતપના—

પ્રથમ દિવસે

* ૧। વેંતની નાડાછડી ૩ નવકાર ગણી વીંટાળેલ શ્રીફળ ૧

* પાવલી ૧ (૨૫ ન.પૈ. નંગ ૧)

ચોથે દિવસે

* બદામ નંગ ૩
* નયા પૈસા નંગ ૭

છઠ્ઠે દિવસે

* નૈવેદ્ય નંગ ૩
* ફળ નંગ ૩
* દશ ન.પૈ. નંગ ૨

નવમે દિવસે

* ૧૦૮ ચોખાના દાણાની પડીકી નંગ ૧
* પાવલી (૨૫ ન.પૈ.) નંગ ૧
* નૈવેદ્ય નંગ ૩
* ફળ નંગ ૧ (મોટું)

દશમે દિવસે

* પંચ ધાન્ય. (ચોખા, ઘઉં, ચણા, મગ, અડદ ભેગા કરેલ) મુઠી ૩
* નૈવેદ્ય નંગ ૧
* ફળ નંગ ૧
* પૂર્ણ શુદ્ધ રીતે લખેલ શ્રી નમસ્કાર મહામંત્ર મૂળનો કાગળ

## ૭ દૈનિક વિધિમાં સામુદાયિક ૧૦૮ નવકાર મહામંત્રના જાપ માટે

૧ કેશર, કપૂર, બરાસથી મિશ્રિત ચંદનની વાટકી નંગ ૧
૨ દીપક (ફાનસ સાથે)
૩ ધૂપ
૪ ૧૦૮ શ્વેત જાઈના ફૂલો.
૫ વાસક્ષેપ તોલા ૧૦
૬ કાંસાની થાળી.
૭ થાળી વગાડવા વેલણ.

## ૮ પારણાના દિવસે શ્રી નવકાર મહામંત્ર પ્રતીક યંત્રના માંડલાની રચના માટે

૧ નાભિપ્રમાણ ઊંચી પીઠિકા (જેના પર માંડલું બનાવી શકાય)
૨ લાલ કપડું (પીઠિકાપ્રમાણ)
૩ લાલ, પીળો, લીલો, ગુલાબી, કેસરીયો, મીઠો રંગ દરેક તોલા ૫
૪ વાદળી રંગ તો. ૫
૫ થાલી નંગ ૧૫
૬ વાટકી નંગ ૧૫

૭ ચાંદીના વરખ થોકડી નં. ૫
૮ શુદ્ધ ઘી શેર ૧।
૯ શુદ્ધ છડેલા વીણેલા ચોખા સારી જાતના મણ ૧।
૧૦ ચંદરવો નંગ ૧
૧૧ ચાંદની કે શુદ્ધ ગુલાબી વસ્ત્રના છત. (મંડળપ્રમાણ)

## ૯ મંડલ ભૂમિપૂજન માટે

૧ ખીલા વગરનો પાટલો ૧
૨ શ્રીફળ નંગ ૧
૩ ચોખા ૩ મુઠી.
૪ કંકુ તો. ૧।
૫ પંચામૃત કલશ ૧
૬ ચંદન ઘસેલું વાટકી ૧
૭ છૂટાં ફૂલ
૮ દીપક
૯ ધૂપ
૧૦ નૈવેદ્ય નંગ ૧
૧૧ ફળ નંગ ૧

## ૧૦ આગમના માંડલાની રચના માટે

૧ ભૂમિપૂજનની ઉપર જણાવેલ બધી સામગ્રી (૧૧ નંગ)
૨ નાભિપ્રમાણ પીઠિકા.
૩ પીઠિકાપ્રમાણ લાલ કપડું.
૪ ચંદરવો નંગ ૧
૫ મંડલપ્રમાણ ઉપર ચાંદની કે ગુલાબી વસ્ત્રના છત.
૬ ચોખા મણ ૧।
૭ લાલ, લીલો, ગુલાબી, કેશરીયો, મીઠા રંગ દરેક તોલા ૫
૮ શુદ્ધ ઘી શેર ૧।
૯ ચાંદીના વરખની થોકડી નં. ૫
૧૦ થાળી નંગ ૧૫
૧૧ વાટકી નંગ ૧૫



### સમજવા જેવી વાત

દુનિયામાં એમ કહેવાય છે કે—ચમત્કાર ત્યાં નમસ્કાર ! પણ ખરી રીતે નમસ્કાર હોય ત્યાં ચમત્કાર હોય જ !!!







# પરિશિષ્ટ ૪



## શ્રીનમસ્કારમહામંત્ર લઘુતપની વિધિમાં આવતા જરૂરી સૂત્રો-શ્લોકો-મુદ્રાઓ, સંકેતો વગેરેનો પરિચય

મૂલમંત્ર :—

ॐ ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः व्लू क्ष्वीं द्रां द्रीं नमः ।

શ્રીનમસ્કારમહામંત્રના નવે પદની માંત્રિક શક્તિબીજ સમા નવ બીજાક્ષરોનો આ મૂળમંત્ર પ્રાચીન હસ્તલિખિત પ્રતોમાંથી મળેલ છે. (પૃ. ૧૫ પં ૫)

चत्तारि मंगलं० સૂત્ર

चत्तारि मंगलं ।
अरिहंता मंगलं
सिद्धा मंगलं.
साहू मंगलं.
केवलिपण्णत्तो धम्मो मंगलं ॥

चत्तारि लोगुत्तमा ।
अरिहंता लोगुत्तमा.
सिद्धा लोगुत्तमा.
साहू लोगुत्तमा.
केवलिपण्णत्तो धम्मो लोगुत्तमो ॥
चत्तारि सरणं पवज्जामि ।
अरिहंते सरणं पवज्जामि.
सिद्धे सरणं पवज्जामि.
साहू सरणं पवज्जामि.
केवलिपण्णत्तं धम्मं सरणं पवज्जामि ॥

(પૃ. ૧૬ પં. ૪–૧૦)

## શુદ્ધ જલ

એટલે ૪ થી ૬ મહિનાનું નાનું ધાવણું બાળક જેને હોય તેવી સૌભાગ્યવંતી (ચાર માબાપવાળી) સ્ત્રી નાહી-ધોઇ શુદ્ધ વસ્ત્ર પહેરી ૧ બાંધી માળા ગણી મૌનપૂર્વક કુવા કાંઠે જઇ શુદ્ધ માંજેલા બેડા દ્વારા નવી દોરીથી નવકારના એક એક પદના જાપ વડે દોરીથી ઘડો નીચે ઉતારવો, અને ઘડો ઠેઠ નીચે પાણીમાં પહોંચે ત્યારે ત્રણ નવકાર ગણવા, પછી એક એક નવકાર આખો ગણીને દોરી ખેંચીને બહાર કાઢેલ પાણીના ઘડાને ૭ નવકાર ગણી ગરણું પાથરી બીજા બેડામાં ઠાલવી બીજી વાર ઉપરની વિધિ પ્રમાણે પાણી કાઢવું.

પછી ૨૧ નવકાર ગણી પાણીના સંખારાને કુવામાં પધરાવવો.

પછી મૌનપૂર્વક સફેદ કે લાલ રેશમી વસ્ત્રથી બંને બેડાનું પાણી માથે મૂકી વિધિની જગ્યાએ કંકુથી સાથીયો કરી પધરાવવું અને ઘીનો દીવો કરી ૪૧ નવકાર ગણવા. (પૃ. ૧૬ પં. ૯)

શ્રીअरिहाणादिस्तोत्र શ્રીઆચારદિનકર ગ્રંથ (ભા. ૨)માં વ્રતારોપણ વિધિમાં આવે છે, ત્યાંથી અહીં આપવામાં આવે છે.

અંતિમ દશપૂર્વધર જન્મજાત-વૈરાગ્યધારી
શ્રી વજ્રસ્વામીજી મહારાજના વિદ્યાગુરુ
પૂ આ. શ્રી ભદ્રગુપ્તસૂરીશ્વરજી મ૦ રચિત

## श्री अरिहाणादिस्तोत्र

अरिहाण णमो पूयं, अरहंताणं रहस्सरहिआणं ।
पयओ परमिट्ठीणं, अरुहंताणं धुयरयाणं ॥ १ ॥

णिद्दड्ढअट्ठकम्मिं धणाणं वरणाणदंसणधराणं ।
मुत्ताण णमो सिद्धाण, परमपरमेट्ठिभूयाणं ॥ २ ॥

आयारधराण णमो, पंच विहाऽऽयारसुट्ठियाणं च ।
णाणीणाऽऽयरियाणं, आयारुवएसयाण सया ॥ ३ ॥

बारसविहंगपुव्वं, दिंताण सुयं णमो सुयहराणं ।
सययमुवज्झायाणं, सज्झायज्झाणजुत्ताणं ॥ ४ ॥

सव्वेसिं साहूणं, णमो तिगुत्ताण सव्वलोए वि ।
तव-णियम-णाण-दंसण-जुत्ताणं बंभयारीणं ॥ ५ ॥

एसो परमिट्ठीणं, पंचण्हऽवि भावओ णमुक्कारो ।
सव्वस्स कीरमाणो, पावस्स पणासणो होइ ॥ ६ ॥

भुवणेऽवि मंगलाणं, मणुयाऽसुर अमर-खयरमहियाणं ।
सव्वेसिमिमो पढमो, हवइ महामंगलं पढमं ॥ ७ ॥

एसो परमो मंतो, परमरहस्सं परंपरं तत्तं ।
णाणं परमं णेयं, सुद्धं झाणं परं झेयं ॥ ८ ॥

एयस्स य मज्झत्थो, सम्मदिट्ठी विसुद्धचारित्तो ।
णाणी पवयणभत्तो, गुरुजणसुस्सूणापरमो ॥ ९ ॥

जो पंचणमुक्कारं, परमो पुरिसो पराइ भत्तीए ।
परियत्तेइ पइदिणं, पयओ सुद्धप्पओ अप्पा ॥१०॥

अट्ठेव य अट्ठसयं, अट्ठसहस्सं च उभयकालं पि ।
अट्ठेव य कोडीओ, सो तइयभवे लहइ सिद्धिं ॥११॥

एयं कवयमभेयं, खाइयमत्थं परा भवणरक्खा ।
जोइ सुण्णं विंदु, णाओ तारा लवो मत्ता ॥१२॥

सोलस परमक्खर बीय विंदु गब्भो जगुत्तमो जोओ ।
सुय बारसंग सायर-महत्थऽपुव्वत्थ परमत्थो ॥१३॥

णासेइ चोर सावय विसहर-जल-जलण वंधणसयाइं ।
चिंतिज्जंतो रक्खस-रण-रायभयाइं भावेण ॥१४॥

चत्तारि मंगलं मे, हुंतुऽरहंता तहेव सिद्धा च ।
साहू अ सव्वकालं, धम्मो च तिलोयमंगल्लो ॥१५॥

चत्तारि चेव ससुरा-सुरस्स लोगस्स उत्तमा हुंति ।
अरहंत सिद्ध साहू, धम्मो जिणदेसियमुयारो ॥१६॥

चत्तारि वि अरहंते, सिद्धे साहू तहेव धम्मं च ।
संसारघोररक्खस-भएण सरणं पवज्जामि ॥१७॥

अह अरहओ भगवओ महइ महावीर वद्धमाणस्स ।
पणयसुरेसरसेहर-वियलियकुसुमच्चियकम्मस्स ॥१८॥

जस्स धम्मवरचक्कं, दिणयरबिंबव्व भासुरच्छायं ।
तेएण व ज्जलंतं, गच्छइ पुरओ जिणिंदस्स ॥१९॥

आयासं पायालं, सयलं महीमंडलं पयासंतं ।
मिच्छत्त-मोह-तिमिरं, हरेइ तिण्ह पि लोयाणं ॥२०॥

सयलम्मि वि जीयलोए, चिंतियमेत्तो करेइ सत्ताणं ।
रक्खं रक्खस-डाइणि-पिसाय-गह-जक्ख-भूयाण ॥२१॥

लहइ विवाए वाए, ववहारे भावओ सरंतो य ।
जूए रणे य रायगणे य, विजयं विसुद्धप्पा ॥२२॥

पच्चूस-पओसेसुं सययं भव्वो जणो सुहज्झाणो ।
एयं झाएमाणो मुक्खं, पइ साहगो होइ ॥२३॥

वेयाल—रुद्द-दाणव-नरिंद—कोहंडि—रेवईणं च ।
सव्वेसिं सत्ताणं, पुरिसो अपराजिओ होइ ॥२४॥

विज्जुव्वा पज्जलंति, सव्वेसु वि अक्खरेसु मत्ताओ ।
पंचणमुक्कार पए, इक्किक्के उवरिमा जाव ॥२५॥

ससि धवल सलिल निम्मल,
आयारसह च वण्णियं बिंदुं ।
जोयणसयप्पमाणं, जालासयसहस्सदिप्पंतं ॥२६॥

सोलससु अक्खरेसु इक्किक्कें अक्खरं जगुज्जोयं ।
भवसयसहस्समहणो जम्मि ठिओ पंचणवकारो ॥२७॥

जो थुणति हु इक्कमणो, भविओ भावेण पंचणवकारं ।
सो गच्छइ सिवलोय, उज्जोयंतो दस दिसाओ ॥२८॥

तव-णियम-संयमरहो पंच णमुक्कार-सारहिणिउत्तो ।
णाण-तुरंगम जुत्तो, णेइ पुरं परम णिव्वाणं ॥२९॥

सुद्धप्पा सुद्धमणा, पंचसु समिइसु संजुय तिगुत्ता ।
जे तम्मि रहे लगा, सिग्घ गच्छंति सिवलोयं ॥३०॥

थंभेइ जलं जलणं, चिंतियमित्तो वि पंचणवकारो ।
अरि मारि-चोर-राउल घोरुवसग्गं पणासेइ ॥३१॥

अट्ठेव य अट्ठसया, अट्ठसहस्स च अट्ठकोडीओ ।
रक्खंतु मे सरीरं, देवासुर-पणमिया सिद्धा ॥३२॥

ॐ णमो अरिहंताणं तिलोयपुज्जो य संथुओ भयवं ।
अमरणररायमहिओ, अणाइणिहणो सिव दिसउ । ३३॥

णिट्ठवियऽट्ठकम्मो, सुद्धभूय णिरंजणो सिवो सिद्धो ।
अमरणररायमहिओ, अणाइणिहणो सिव दिसउ ॥३४॥

सव्वे पओस-मच्छर-आहिय हियया पणासमुवयंति ।
दुगुणीकयधणुसद्दं सोउं पि महाधणु सहसा ॥३५॥

इय तिहुयणप्पमाणं, सोलसपत्तं जलंत दित्तसरं ।
अट्ठार अट्ठवलय, पंच-णमोक्कार चक्कमिणं ॥३६॥

सयलुज्जोइयभुवणं, विद्दावियसेससत्तुसंघायं ।
णासियमिच्छत्ततमं, वियलियमोह तमोहं ॥३७॥

(પૃ. ૧૬ પં. ૧૧)

## અનુલોમ અને પ્રતિલોમ કરણુ રીતિએ ત્રણુ નવકાર એટલે:—

પૂર્ણ કળશના નીચેના તળીએથી દક્ષિણાવર્તથી શ્રી નવકારમહામંત્રના નવે પદો બોલવા. પઢમં૦ છેલ્લું પદ ઉપર શ્રીફળ ઉપર આવે. ફરી ઉપર–શ્રીફળથી શ્રી નવકારમહામંત્રના નવે પદો વામાવર્તથી ગણુવા, છેલ્લું–નવમું પદ નીચેના તળીએ આવે.

આ રીતે બીજી વાર, એ નવકાર મંત્ર. અને ત્રીજી વાર પણુ એ નવકાર મંત્ર ગણુવા.

(પૃ. ૧૭, પં. ૭)

उवसग्गहरं० સ્તોત્ર

उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं ।
विसहरविसनिन्नासं, मंगल-कल्लाण-आवासं ॥१॥

विसहरफुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ ।
तस्स गहरोगमारी, दुट्ठजरा जंति उवसामं ॥२॥

चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामो वि बहुफलो होइ ।
णरतिरिएसु वि जीवा, पावंति ण दुक्खदोगच्चं ॥३॥

तुह सम्मत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए ।
पावंति अविग्घेण, जीवा अयरामरं ठाणं ॥४॥

इअ संथुओ महायस! भत्तिब्भरनिब्भरहियएण ।
ता देव! दिज्ज बोहिं, भवे भवे पासजिणचंद! ॥५॥

(પૃ ૧૮ પં. ૧૬)

ૐ નમઃ પાર્શ્વનાથાય૦ ચૈત્યવંદન

ॐ नमः पार्श्वनाथाय, विश्वचिंतामणीयते ।
ह्रीँ धरणेन्द्रवैरोट्या-पद्मादेवीयुताय ते ॥१॥
शान्ति-तुष्टि महापुष्टि-धृति-कीर्त्तिविधायिने ।
ह्रीँ द्विड्व्याल-वेताल-सर्वाधि-व्याधि-नाशिने ॥२॥
जयाऽजिताऽऽख्या-विजया ऽऽख्या ऽपराजितयाऽन्वित. ।
दिशांपालैर्ग्रहैर्यक्षै विद्यादेवीभिरन्वितः ॥३॥
ॐ असिआउसाय नमस्तत्र त्रैलोक्यनाथताम् ।
चतु षष्टिसुरेन्द्रास्ते, भासन्ते छत्रचामरैः ॥४॥
श्रीशङ्खेश्वरमण्डन ! पार्श्वजिन ! प्रणतकल्पतरुकल्प ! ।
चूरय दुष्टव्रातं, पूरय मे वाञ्छितं नाथ ! ॥५॥

(પૃ. ૧૮ પં. ૧૭)

૧૫ આગમનનું માંડલુ

વર્તમાનકાળે ભવ્ય જીવોને વિવેકબુદ્ધિની નિર્મળતાને ટકાવી રાખનારી જિનવાણી પિસ્તાલીશ આગમરૂપે હયાત છે. શ્રી નવકારમહામંત્રના લઘુતપના પારણે તે આગમોનુ વિવિધ રંગીન અક્ષતોથી માંડલું બનાવી તેની સમક્ષ પૂ. શ્રી વીરવિજયજી મ. કૃત અથવા પૂ. શ્રી પદ્મવિજયજી મ. કૃત પિસ્તાલીશ આગમની પૂજા ભણાવવાની હોય છે. તે માંડલાની રચના આ પ્રમાણે.

પિસ્તાલીશ આગમમાં મુખ્ય છ વિભાગ છે.

૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પયન્ના, ૬ છેદસૂત્ર, ૪ મૂળસૂત્ર અને ૨ ચૂલિકા (સ્વતંત્ર) સૂત્ર.

એટલે વચ્ચે કર્ણિકામાં અરિહંત પરમાત્માનો શ્વેત વર્ણ દર્શાવવા સફેદ ચોખા ભરી તેને ફરતી જ્ઞાનના પ્રકાશને સૂચવતી લીલા રંગના ચોખાની બોર્ડર ગઢના કાંગરા જેવી કરવી.

પછી વલયાકારે છ ખાના બનાવવા, તેમાં લાલ, કેશરીઓ, લીલો, ગુલાબી, પીળો, પંચરંગી રંગના ચોખા ભરવા.

પછી ચાંદીના વરખની કિનારી બાંધી બાર ખાનાનું વલય કરવું. તેમાં પ્રથમ ખાનામાં લીલા રંગના ચોખા પાથરી સફેદથી શ્રીનવકારનું પ્રતીક બનાવવું. પછી બાકીના ૧૧ ખાનામાં ૧૧ અંગને સૂચવનાર ગમે તે એક જ રંગના ચોખા પૂરવા, વચ્ચે વચ્ચે રેખાઓ બીજા રંગના ચોખાથી કરવી.

તેને ફરતી ચાંદીના વરખની કિનારી બાંધવી. પછી બાર ઉપાંગના બાર ખાના ગમે તે રંગના બનાવી તેમાં ગમે તે એક રંગના ચોખા ભરવા.

પછી ફરતી ચાંદીના વરખની કિનારી બાંધવી. પછી દશ ખાના ગમે તે એક રંગના બનાવી તેમાં ગમે તે એક રંગના ચોખા ભરવા. તેને ફરતી ચાંદીના વરખની કિનારી બાંધવી.

પછી ઉપર કળશનો આકાર કાઢી તેના ઉપરના ભાગે સાત ખાનાં બનાવી વચલા ખાનામાં ગમે તે એક રંગના ચોખા ભરી બીજા રંગના ચોખાથી દીપકની જ્યોત અને બંને બાજુ ત્રણ ત્રણ ખાના બનાવવા. તેમાં જુદા જુદા રંગના ચોખા ભરવા અને ફરતી ચાંદીના વરખની કિનારી બાંધવી.

અને નીચેના ભાગે બેસણીમાં ઊભી કમળની પાંખડીઓ પાંચ કરી વચ્ચે ગમે તે એક રંગના ચોખા ભરી, તેમાં પ્રતીક કરી, આજુબાજુના બે બે ખાનામાં ગમે તે એક રંગના ચોખા ભરી ફરતી ચાંદીના વરખની કિનારી બાંધવી.



શ્રી નમસ્કારમહામંત્ર લઘુતપના પારણાના દિવસે
૪૫ આગમની પૂજા પ્રસંગે રચવામાં આવતું
**૪૫ આગમનું માંડલું**

જ્યોત

પછી ઉપર નીચે કળશનો આકાર–માંડણી–બેસણી વગેરે બનાવી બે પડખે પછેડીના બેસ બનાવી ઉપર બે બાજુ આંખ બનાવવી.

નીચે બે બાજુ બે વર્તુલ–ગોળ ખાના બનાવી–બંનેમાં ગુલાબી કે કેશરીયા રંગના ચોખા ભરી ઉપર સફેદ ચોખાથી પ્રતીક બનાવવા.

તે બંનેને ચાંદીના વરખની કિનારી બનાવવી. નીચે "શ્રી ૪૫ આગમ મંડલ" એવું નામ આલેખવું.

(પૃ ૭૧, પં. ૨)



## હાર્દિક પ્રાર્થના

હે નાથ ! મ્હારા !
આ જીવન વીણા;
નહીં ગાય સિવાય તારા,
ગીત અન્ય કોઈના કદી.

એનું કારણ ન પૂછશો મને—
—દિલની આપ–લે નો
સોદો છે આ તો !!!
—નહીં સમજાવી શકું હું તે
કાર્ય કારણની કલામય કડીયો વડે."

**હે પ્રાણાધાર નવકાર !!!**

ખુલ્લા થઈને અંદરથી
ચૂપચાપ બેસી રહેનારા
પુણ્યાત્માઓ—

તારા ધ્યાનમાં
જે વર્ણનાતીત ભાવ-કરૂણાના વાત્સલ્યભર્યા સ્રોતમાં ડુબકી માર્યાનો લહાવો લઈ શકે છે.
તે ખરેખર અવર્ણનીય છે.

× × ×

**હે વાત્સલ્યમૂર્તિ નવકાર !!!**

સ્થૂલ પદાર્થોના શક્તિનો અનુભવ થયા પછી પણ—
તારી કલ્પનાતીત શક્તિ બાબતમાં સંદેહ થવો
એ ખરેખર જડતાનું ચિહ્ન છે!
તારી શક્તિ સાથે અભેદભાવ કેળવવા અનિવાર્ય છે શરણાગતભાવ.

તારૂં શરણું........
એટલે
ભવજલ તરણું........!!!

શરણાગતભાવ સોહે છે
નિષ્કંપ હૈયા વડે!

ભલે! વરસે વાદળાં વિપત્તિઓના ધરાની છાતી પર!!!
પણ
તારા ધ્યાનમાં ખોવાયેલો પ્રાણી જરા પણ ધીરજ ખોયા વિના તુજ—અસીમ—ના ધ્યાનમાં એકાકાર બની રહે છે!!!

× × ×

પરસિતમાં સંતત સક્રિય બની રહેવાની પ્રબળ ઉત્કંઠા શ્રી નવકારની ભક્તિ દ્વારા સાહજિક રીતે ઉપજે છે.





# પરિશિષ્ટ ૫



## સર્વશિરોમણિ શ્રીનવકાર
## ચિત્ર પરિચય

શ્રીનવકારમહામંત્રને શાસ્ત્રોમાં ઉપમાતીત વિશેષણોથી વર્ણવ્યો છે. શ્રીનવકારની અસીમ શક્તિઓના સામાન્ય પરિચય માટે અમુક વિશિષ્ટ ઉપમાઓ જણાવાય છે, પણ તે ખરેખર શ્રીનવકારના યથાર્થસ્વરૂપને જણાવી શકતી નથી.

આ વાતને સ્પષ્ટ રીતે સમજવા માટે આ ચિત્ર છે.

આ ચિત્રમાં વચગાળામાં ખૂબ જ **શ્યામરંગની પૃષ્ઠભૂમિકા** આપણા જીવનમાં ખૂબ જ ગાઢ રીતે ફેલાએલ મિથ્યાત્વ, અજ્ઞાનાદિનો અંધકાર સૂચવે છે. તેમાં લાલ પૃષ્ઠભૂમિકાએ સફેદ સ્ફટિક જેવા અક્ષરોથી ચમકતો **શ્રીનવકાર** સિદ્ધપદની શાશ્વત ભૂમિકાએ પહોંચવાના સુદૃઢ લક્ષ્યની જાગૃતિ સાથે શ્વેતવર્ણથી **શ્રીઅરિહંત પરમાત્માની** આજ્ઞાની પ્રધાનતા શ્રીનવકારના આરાધકો માટે દર્શાવી છે:

આને ફરતા બહારના વર્તુલમાં નીચેથી ખીલેલી ફળસમૃદ્ધ

વેલડીના દૃશ્યમાં નવ ચીજો શ્રીનવકારની અનુપમ શક્તિનો પરિચય આપનારી દર્શાવી છે.

**૧. સૌથી ઉપરના મથાળે દશ કલ્પવૃક્ષો પાંચની બે લાઈનમાં દર્શાવ્યાં છે. તે એમ સૂચવે છે કે—**

યુગલીયા વગેરે પુણ્યશાળી જીવોની સઘળી મનોકામના પૂર્ણ કરનારાં આ કલ્પવૃક્ષો મનથી ચિંતવેલું જ માત્ર આપે છે, અને તે પણ પુણ્ય સાપેક્ષ રહીને જ !

ગમે તેને ગમે તે ચીજ ગમે તેટલી આપવાની શક્તિ કલ્પવૃક્ષમાં નથી.

જ્યારે નવકાર તો સર્વ જીવોને ધાર્યા કરતાં વધુ, પુણ્ય ન હોય તો નવું ઉપજાવીને પણ આત્માની અખૂટ ઋદ્ધિને આપે છે.

**એટલે શ્રી નવકાર કલ્પવૃક્ષથી પણ ચઢીયાતો છે.**

**૨. ડાબે કામધેનુ છે.**

**૩. જમણે કામકુંભ છે.**

આ બંને ચીજો સંસારી પૌદ્ગલિક પદાર્થો પુણ્યસાપેક્ષ રીતે ચિંતવ્યા પ્રમાણે દેવાધિષ્ઠિતપણાને લીધે આપે છે.

પણ **શ્રી નવકાર** તો આત્માના અનુપમ મહિમાશાલી વિશિષ્ટ સદ્ગુણોના ઐશ્વર્યને સાદિઅનંત ભાંગે આપે છે.

**તેથી શ્રી નવકાર કામધેનુ અને કામકુંભ કરતાં પણ ચઢીયાતો છે.**

**૪ ચિત્રમાં ડાબે અમૃતકુંભ અને**

**૫ જમણે ચિંતામણિરત્ન દર્શાવ્યું છે.**

ખરેખર અમૃતમાં સંસારી રોગોને સમૂળ નાશ કરી અદ્ભુત આરોગ્ય આપવાની શક્તિ આયુ આદિ શુભકર્મ સાપેક્ષપણે છે.

જ્યોત

પણ **શ્રી નવકાર** તો ભવોભવના વિવિધ દુઃખોના મૂળ કારણસમા કર્મરૂપ ભાવરોગને મૂળમાંથી નષ્ટ કરી અનંત–અવ્યાબાધ પરમપદની પ્રાપ્તિ કરાવે છે.

**તેથી શ્રીનવકારના પ્રત્યેક વર્ણો અમૃતકુંભ કરતાં પણ વધુ મહત્ત્વના છે.**

તથા **ચિંતામણિરત્ન** માંગણી પ્રમાણે પુણ્ય સાપેક્ષ રીતે જગતના પૌદ્ગલિક વૈભવને કદાચ આપે પણ **શ્રી નવકાર** તો ભક્તિ–શ્રદ્ધા અને શરણાગતિના સુમેળના પરિણામે ઈહભવ–પરભવની લૌકિક–લોકોત્તર સંપદા–સમૃદ્ધિ આપવા સાથે આત્માના અખંડ સામ્રાજ્યને અચૂક રીતે પ્રાપ્ત કરાવે છે.

**તેથી શ્રી નવકાર ચિંતામણિરત્ન કરતાં પણ અધિક છે.**

આ રીતે શ્રીનવકારમહામંત્રની અપૂર્વ મહિમા સૂચવનારી પાંચ ઉપમાઓ દર્શાવી.

હવે શ્રી નવકાર મહામંત્રના લોકોત્તર આધ્યાત્મિક પ્રભાવને સૂચવતી ચાર ઉપમાઓ દર્શાવાય છે.

જે કે આ ચિત્રમાં નીચેના ભાગે દેખાય છે:

૬ વજ્ર (ડાબે) અને ૭ **ચક્રરત્ન** (જમણે) તથા

૮ **દીવાદાંડી** (ડાબે) ૯ વહાણ (જમણે) દેખાય છે.

એટલે કે–શ્રી નવકારમહામંત્ર એટલો બધો અદ્ભુત પ્રભાવશાળી છે કે—

(૬) **વજ્ર** જે રીતે મોટા મોટા પર્વતોના ભુક્કા કરી નાખે તેમ ઓગણોતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ તોડવાની અપૂર્વ શક્તિ જેના એકેક અક્ષરના દ્રવ્યથી પણ ઉચ્ચારમાં રહેલી છે. તેવો

શ્રી નવકાર મહામંત્ર અતિ ગાઢ તીવ્રતમ મિથ્યાત્વ આદિ રૂપ મોહના સંસ્કારોને ગુરુગમથી કરાએલ જાપ–ધ્યાન–ચિંતનાદિ પ્રભાવે નષ્ટ કરી નાંખે છે.

(૭) ચક્રવર્તીનું ચક્ર જે રીતે વિષમ દુશ્મનોને પણ ક્ષણભરમાં કબજે કરાવી દે છે, અને ચક્રવર્તીને છ ખંડની અપૂર્વ ઋદ્ધિ આપે છે; તે રીતે આ નવકાર પણ નિબિડતમ કર્મના સંસ્કારોના બંધનનોને મૂળથી છેદી આત્માને કર્મની ગુલામીમાંથી છોડાવી અખંડ આત્મૈશ્વર્યનો ભોક્તા બનાવે છે.

આ પ્રમાણે (૮) **દીવાદાંડી** જેમ ભરદરિયે પહાડ કે ભેખડો સાથે અથડાઈને ભાંગીને ભુક્કો થઈ જવાના મહાન્ ભયમાંથી વહાણને દૂરથી ઉગારી લે છે, તેમ કુવિચાર, તીવ્ર સંક્લેશ આદિ વિષમ વિક્ષેપોમાંથી જીવનને હેમખેમ બચાવનાર **શ્રી નવકારમહામંત્ર** છે.

તે રીતે (૯) શ્રી**નવકાર** અનાદિ–અનંત આ સંસાર–સમુદ્રમાં આથડી રહેલ આપણા જીવાત્માને નિરાબાધપણે પાર ઉતારી મુક્તિરૂપ નગરમાં લઈ જનાર સર્વ સાધન સંપન્ન **સફરી વહાણ** જેવો છે.

આ રીતે શ્રીનવકાર મહામંત્ર જગતની અદ્ભુત ઉપમાઓથી પણ ખરેખર અવર્ણનીય જ બની રહે છે.

માત્ર આવી વિશિષ્ટ ઉપમાઓથી શ્રી નવકારમહામંત્રની અદ્ભુત શક્તિઓ વિષે બહુ આછો ખ્યાલ આપી શકાય.

ટૂંકમાં શ્રી નવકારમહામંત્ર સર્વ ઉપમાઓથી અતીત અને સર્વશિરોમણિ છે. એ વાત આ ચિત્ર પરથી સમજી શકાય છે.

વિશેષ આ ચિત્રમાં સૌથી ઉપર મધ્યભાગે શ્રી નવકાર મહામંત્ર પ્રતીક ( યોગશાસ્ત્ર પૃ. ૮ શ્લો. ૩૩ થી ૩૬ )નું આલેખન છે.

તેની ડાબે શ્રીઅરિહંત પ્રભુની સુંદર સ્થાપના શ્રી નવકારના આરાધકોના હૈયામાં અર્હંદાજ્ઞાનું પ્રાધાન્ય દર્શાવવા કરી છે.

જમણી બાજુ સિદ્ધ ભગવાનનું નિરંજન નિરાકારપણું દર્શાવવાપૂર્વકની સ્થાપના દ્વારા આરાધનાના છેવટના લક્ષ્ય તરીકે સિદ્ધિપદની પ્રાપ્તિનું મહત્ત્વ દર્શાવ્યું છે.

નીચે ડાબે ૐ અને જમણે હ્રૂઁ બતાવ્યા છે. જે બંને પંચપરમેષ્ઠીઓને ગુણાનુરાગપૂર્વક નમસ્કાર કરવા રૂપના લક્ષ્યાર્થવાળા શ્રીનવકારમહામંત્રની માન્ત્રિક શક્તિઓના પ્રતિનિધિસમા બે મહાન્ સર્વોત્કૃષ્ટ મંત્ર બીજો છે.

આ રીતે આ ચિત્ર ભાવિક પુણ્યાત્માઓના હૈયામાં શ્રી વીતરાગ શાસન નિર્દિષ્ટ ભાવશુદ્ધિની કેળવણી માટે ખૂબ જ ઉપયોગી છે.

વધુ માર્મિક રહસ્ય જ્ઞાની ગીતાર્થ ગુરુ પાસેથી સમજવા પ્રયત્ન કરવો.



આરાધનામાં પ્રાણપૂર્તિ કરનાર ખૂબ જ ભાવોલ્લાસ
જાગૃત કરનાર

## શ્રી મહામંત્રની આરાધના ચિત્રનો પરિચય

આ ચિત્ર મુમુક્ષુ પુણ્યાત્માની શ્રી નવકારમહામંત્રની આરાધના પદ્ધતિને સૂચવે છે.

આ ચિત્રમાં જમણે બેટ્રી અને તેજવર્તુલના પાછલા ભાગે ગાઢ જંગલ દર્શાવ્યું છે, ભવઅટવી છે, તેમાં મિથ્યાત્વની કાજળઘેરી સઘન રાત્રિનો અંધકાર ચોપાસ પથરાયેલ દર્શાવ્યો છે.

ચિત્રની પૃષ્ઠભૂમિકામાં અને જમણે નાના-મોટા દુર્ગમ પર્વતોની હારમાળા દર્શાવી છે, તે **મોહનીય** આદિ **કર્મ**ના વિષમ સંસ્કારો મોટે ભાગે જીવનમાં ફેલાએલા છે એમ સૂચવે છે.

આવી વિષમતાઓના ઘેરાવામાં રહેલ પણ કો'ક પુણ્યાત્માને પૂર્વના પ્રકૃષ્ટ પુણ્યથી કો'ક પુણ્ય ક્ષણે જીવનશુદ્ધિના રાજપંથે લઈ જનાર ધર્મની આરાધનાનો સંકલ્પ થઈ આવે છે, અને આરાધના માટે તૈયાર થાય છે. પણ રાગ, દ્વેષ, મૃત્યુ, ભય, દુર્ધ્યાન, કષાય, કર્મસત્તા આદિ જંગલી જીવોના ત્રાસ ઉપરાંત મિથ્યાત્વના અતિગાઢ અંધકારથી ગૂંચવાઈ જાય છે.

એટલામાં દેવ-ગુરુકૃપાએ અનંત જીવોને પરમહિતકારી મોક્ષ-માર્ગની સાધનામાં ઉપયોગી **શ્રી નમસ્કારમહામંત્ર** રૂપ હાથબત્તી (બેટ્રી)નો પ્રકાશ જમણી બાજુથી (ચરમાવર્ત્ત કે શુક્લપાક્ષિક આદિ દશાએ અનાદિકાલીન વામ=વિપરીત પ્રવૃત્તિ અટકવાથી દક્ષિણ=મોક્ષ-માર્ગથી અનુકૂળ પ્રવૃત્તિથી સાહજિકતાએ) સાંપડે છે.

તેના **દિવ્યતેજથી** આરાધક પુણ્યાત્મા પરમેષ્ઠીઓના શરણે વૃત્તિઓના **સમર્પણ**ની શક્તિ કેળવી **આજ્ઞાનાધીનતારૂપે આરાધના**ની શાશ્વત નિરાબાધ **રાજમાર્ગ રૂપ કેડી** પર ચઢી જાય છે, અને ભવ **અટવી**માં નિરાબાધપણે આત્મશક્તિઓને વિકસિત કરનાર **અધ્યવસાય શુદ્ધિનો પર્વત** દૃષ્ટિગોચર થાય છે.

જેની **સંક્લેશ હાનિરૂપ** તળેટીએ પહોંચી આરાધક જીવ મોહના સંસ્કારોની અટપટી ગૂંચમાંથી મુક્તિ મેળવે છે. અને **આરાધકભાવરૂપ શિખર**ના ભાગે પહોંચી જીવનશુદ્ધિનું સનાતન સત્ય મેળવવાની સક્રિય આરાધના પ્રારંભી શકે છે.

આ પર્વત ઉપર શ્રી નવકારના પરમતેજમાં લાધતી આચાર-વિચારની સરણિઓ દ્વારા આરાધકભાવના શિખરે પહોંચી જઈ પુણ્યાત્મા જપમાં લીન બની આરાધનાને ગતિશીલ બનાવે છે.

આ વખતે ભવ અટવીમાં અત્યાર સુધી હેરાન કરનારા નીચેના જંગલી જનાવરોના ત્રાસથી શ્રી નવકારના જપ અને ધ્યાનની સ્ફૂર્તિબળે છુટકારો મેળવે છે.

* મૃત્યુરૂપ હાથી      * કષાયરૂપ સર્પ

* રાગરૂપ સિંહ      * દુર્ધ્યાનરૂપ વીંછી

* દ્વેષરૂપ શૂઅર

વળી શ્રીનવકાર દિવ્યતેજથી અનાદિકાલીન વાસનાના કેન્દ્રસમા કંચન, કામિની, કુટુંબ, કાયાના ચાર વર્તુલોની અસારતા સમજાઈ જાય છે, તેથી ત્યાંથી દૃષ્ટિ ખસેડી (બેટ્રીના ઉપરના ભાગે) શ્રી નમ૦મહામંત્રના દિવ્ય તેજસ્વી વર્તુલ (જેમાં શ્રી નવ૦મહામંત્રના દરેક પદોની ચિત્રાત્મક–પ્રતીકરૂપ ભાવવાહી સ્થાપના છે, તે) તરફ આરાધક જીવ દૃષ્ટિ સ્થિર કરે છે.

તેજસ્વી વર્તુળના ઉપરના ભાગે નિરંજન નિરાકારરૂપ સિદ્ધ પરમાત્માના શાશ્વતપદને લક્ષ્યરૂપે મગજમાં સ્થિર કરે છે.

દૃષ્ટિ અને મગજની ધ્યેય–લક્ષિતા દર્શાવનારી તેજરેખા આરાધક ભાગ્યશાળીના નેત્ર અને મસ્તકમાંથી નીકળતી દર્શાવી છે.

આવી સુંદર પદ્ધતિપૂર્વકની આરાધનાની મંગળપદ્ધતિ અપનાવવાના પરિણામે આરાધક ભવ્યાત્માની પાછળના ભાગે મોહનીયકર્મની વિશિષ્ટ પર્વતીય ગુફા વગેરેમાં વસનાર કર્મરૂપ મહારાક્ષસ (કે જે દુષ્ટાધ્યવસાયરૂપ તીક્ષ્ણ અણીદાર ભાલો

. અને દુરાચારરૂપ ખડ્ગ (તલવાર) લઈ અનાદિકાળથી દરેક જીવાત્માની પૂંઠે પડયો છે) પણ હતવીર્ય બની જાય છે. તેનું જોર કંઈ ચાલતું નથી, પરિણામે આરાધક ભાગ્યશાળીના મુખારવિંદ પર પૂર્ણ નિર્ભયતા અને સ્વસ્થતા ઝળકે છે.

તેમજ આરાધક મહાનુભાવ પોતાના શિરછત્રરૂપે શ્રી નમ૦મહામંત્રની પરમોચ્ચ આધ્યાત્મિક શક્તિઓ અને દરેક વર્ણે ૧૦૦૮ ઉત્કૃષ્ટ વિદ્યાઓની મહાશક્તિઓના સંયુક્ત ઓજસ્વી પ્રવાહને પોતાના મસ્તકે વરસતો કલ્પી અવર્ણનીય પ્રસન્નતા અનુભવે છે.

આ સઘળો ય આરાધનાના રાજમાર્ગે સફળપણે સંચરવાનો ધપવાનો કે વિકાસ કરવાનો આધાર **શ્રી અરિહંત પરમાત્માના** સફળ માર્ગ નિર્દેશરૂપ શાસન ઉપર છે.

તેથી આ ચિત્રમાં મધ્યભાગે સૌથી વધુ તેજસ્વી તારકસમા **શ્રી અરિહંત પરમાત્મા** દર્શાવ્યા છે.

આ રીતે આ ચિત્રમાં સાધક સાધનોના ઉપયોગમાં વિક્ષેપ ઊભો કરનારા અનાદિકાલીન સંસ્કારોના ગૂંચવાડા ઉપજાવનાર બાધક કર્મસત્તાના ચિત્રવિચિત્ર પ્રકારો પર વિજય મેળવી શી રીતે સફળ આરાધના કરવી? તેનું સંક્ષિપ્ત સર્વાંગસંપૂર્ણ દિગ્દર્શન જણાવ્યું છે.

અધિકારી મુમુક્ષુ જીવો ગુરુગમથી વિશેષ ખુલાસો મેળવી જીવનને મહામંત્રની વિશદ આરાધનાના મર્મને સમજી મંગળમય આરાધનાના ભાગ્યશાળી બને.



તન સા
વ્યવસ્થિત
ધ્યાનમાં, ધ્યા
અને સમાધિમાંથી પ્રજ્ઞા (ઉત્કૃષ્ટ ક્ષયોપશમ-પ્રાતિભ-જ્ઞાન)માં ઝડપી ગતિએ પહોંચી જાય છે.

આની સહજસિદ્ધ રચનામાં અદ્વિતીય વિશિષ્ટ બલ છે કે જે દ્વારા ધ્યાનપ્રવાહનું ઊર્ધ્વીકરણ અનાયાસે થઇ જાય છે.

આ મહામંત્રના વર્ણોનો સંયોજના જ કોઇ અદ્ભુત ગણિત-વિજ્ઞાનના નિગૂઢ સિદ્ધાંતમય જણાય છે કે-અલ્પ પ્રયત્ને સાધકની વૃત્તિઓમાં ઊર્ધ્વમુખપણું આવી જાય છે.

જેટલી વિશિષ્ટ પરિણામશુદ્ધિ સાધકે જાપદ્વારા મેળવી હોય તેટલી મંત્રસિદ્ધિ શીઘ્ર થતી હોય છે